મહાન રાજપૂત દેશભક્ત

# વીર દુર્ગાદાસ

સચિત્ર ઐતિહાસિક વાર્તા.

જનની જન્મભૂમિશ્ચ સ્વર્ગાદપિ ગરીયસી।

પ્રકાશક -

ગુજરાતી સાહિત્ય મંદિર

[illegible] સુરત.

: મૂલ્ય :

પાંચ આના

[illegible] - સુરત.

# વીર દુર્ગાદાસ.

( એક ઐતિહાસિક સચિત્ર વાર્તા. )

—લેખક—

વસનજી રણછોડજી નાયક.

પ્રકાશક,

"ગુજરાતી" સાહિત્ય મંદિર,

સલાબતપુરા—સુરત.



પ્રથમાવૃત્તિ ] સને ૧૯૨૪. [ પ્રત ૧૦૦૦

મૂલ્ય પાંચ આના.

# શુદ્ધિપત્રક

| પૃષ્ઠ. | લીટી. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૪ | ૫ | ઉદેપુર | જોધપુર |
| ૧૦ | ૫ | આળે આ | આ |
| ૧૩ | ૧૯ | શમશેરખાને | જોરાવરખાને |
| ૩૭ | ૬ | તેજબા | લાલબા |
| ૩૭ | ૭ | તે જગાએ | તેજબાએ |
| ૩૯ | ૮ | મેવાડીઓની | રાઠોડીઓની |
| ૩૯ | ૯ | મે ાડ | (કાંઈ નહિ) |
| ૩૯ | ૧૩ | સેહમાં | દેહમાં |
| ૪૧ | ૨૧ | ગંભિરસિંહે | દુર્ગાદાસે |
| ૪૭ | [illegible] | નાયક | નામક |
| ૫૧ | ૨૩ | સાચવાની | સાચવવાની |
| ૫૩ | ૧૦ | લાવાથી | લાગવાથી |
| ૫૫ | ૨૨ | અને દુર્ગાદાસ | સાથે |
| ૫૮ | ૧૯ | મેવાડ | મારવાડ |
| ૬૩ | ૧૫ | રાઠોડી | રાઠોડી ચોકી |
| ૬૮ | ૨૦ | ભોગળી | ભોળવી |
| ૭૨ | ૧૧ | કરી કે | કરીને |
| ૭૬ | ૧૧ | કપટ જાતિથી | કપટજાળથી |
| ૭૭ | ૧૭ | શાહજાદાને | તેને |
| ૮૦ | ૨૨ | કુળને | કુખને |

**તા. ક:**—પહેલા પ્રકરણના ૪–૫ અને ૬ પેરામાં મેવાડની જગ્યાએ મારવાડ.

મુદ્રક—**હરગોવનદાસ હરકીશનદાસ.**
પ્રકાશક—**જેકીશનદાસ ત્રિભુવનદાસ પટેલ.**
મુદ્રણાલય—અંબીકા વિજય પ્રેસ બરાનપુરી ભાગળ સુરત.
પ્રસિધ્ધી સ્થળ—"ગુજરાતી" સાહિત્ય મંદિર સલાબતપુરા સુરત.

# -:લેખકના બે બોલ:-



વીર દુર્ગાદાસ હિન્દની પ્રજાના ગૌરવનો ખજાનો છે. જે પ્રતાપી પુરુષે પોતાના મહારાણાના અવસાન પછી બાળ-યુવરાજને પોતાની અભેદ્ય નિશ્ચય બળની હૃદયગુફામાં અનામત રાખ્યો અને મોગલોના કટકટી રહેલાં અસંખ્ય દળોને અકથ્ય સંકટો સહીને પોતાના બે મથોડાપુર ભાલાની અણીથી ભેદ્યાં-વિખેર્યાં, અને રજપુતોની તે વખતની ઝેર-વેરની આગ શમાવવાનો છેલ્લો કાંઈક સફળ પ્રયત્ન કરવામાં એણે પોતાની દેહને દળી નાખી, એ પુરુષના ભક્તિમય છતાં રૂદ્ર મૂર્તિનું સંભારણું ભારતવાસીઓનાં હૃદયને નમાવે છે-સદાયે નમાવશે.

મન, વચન, અને કર્મની ત્રિપુટિ જમાવીને એકલે હાથે ફળની આશા રાખ્યા વિના અદ્ભુત રાજ્યનિષ્ઠ એ અવતારી પુરુષને અંતે પોતાના ગણેલા રાજાએજ તરછોડયો. એ રાજપુતાનાના બેકદર બનેલ રાજબીજનો પ્રલય થએલો જણાતો હોય તો તેમાં શી નવાઇ ?

ભારત વર્ષના આ આપભોગના યુગમાં આવા પ્રાચિન વિરલ વિભૂતિઓની આત્માર્પણની ઉદ્દાત ભાવના, હિન્દનાં બાલહૈયાંને અજવાળે, જીવનના એ આદર્શો પ્રત્યે તેમની ઉગતી મનોવૃત્તિની વેલીઓ પાંગરવા માંડે, એ હેતુથી સસ્તામાં-સસ્તી કિંમતમા—આ ગરીબ હિન્દના ગુર્જર પ્રદેશનો સામાન્ય વર્ગ પણ ખરીદી વાંચી શકે એટલી જુજ કિંમતમાં—ભારતવર્ષના વીર પુરુષોના આદરણીય જીવનવૃત્તાંતો મુકવાની આદર્શ ઉમેદ પ્રકાશક મહાશય મને જણાવી એમનો એ

આદેશ મારા હૃદયમાં ઉતર્યો, અને આ "વીર દુર્ગાદાસ"નું પુસ્તક પ્રથમ બીજ રૂપે પ્રકટ થયું. કેટલાક વખત ઉપર મેં એક "વીર—કથા" નામક પુસ્તક પ્રકટ કર્યું હતું. તેમાં ભારતનાં કેટલાંક પ્રાચિન વીરો અને વીરાંગનાંઓનાં અદ્દભુત કુરબાનીનાં કેવળ જવલંત ઉદાહરણોજ આપ્યાં હતાં; પરંતુ આ વખતે પ્રકાશકબંધુની ઉન્નત ભાવાનાના ઉગ્ર આદેશથી પ્રાચિન વીરત્યાગીઓના બે ત્રણ રૂપીઆની કીંમતે પ્રકટ થતાં જીવનચરિત્રોમાંથી નમુનારૂપ એક વીરનું આખું જીવન કેવળ પાંચજ આનામાં વાંચક બંધુના હાથમાં મુકવામાં આવે છે. કાગળ પ્રિન્ટીંગની અસાધારણ મોંઘવારી છતાં સો પૃષ્ઠનું દળદાર પુસ્તક, એક સુંદર ચિત્ર સહિત માત્ર પાંચજ આનામાં બ્હાર પડે છે. એ ઉપરથી પ્રજાવર્ગ ધડો લઇ પ્રકાશકના આ સાહસને ઉદાર આશ્રય આપી તેઓના ઉત્સાહની વૃદ્ધિ કરશે તો એ દિશામાં આગળ પ્રયત્ન કરવાની એમની ઉમેદ બર આવશે.

કમભાગ્યની વાત છે કે આ પુસ્તકના કેટલાક ફોર્મ છપાતી વખતે મારૂં પરગામ જવાનું થયેલું હોવાથી પ્રુફ સુધારણામાં કેટલીક ત્રુટીયો નજરે પડશે. કેટલીક મોટી ભૂલો શુદ્ધિપત્રદ્વારા દર્શાવી છે. હજી પણ કેટલીક રહી ગઈ હશે. છતાં ઉપરોક્ત કારણ વિચારી વાંચક વર્ગ ક્ષમા કરશે અને એ સંબંધી જે જે સુચનાઓ કરવામાં આવશે તે સાભાર સ્વીકારી યોગ્ય લાગે બીજી આવૃતિ વખતે સુધારી લેવામાં આવશે અસ્તુ:

"ભાટીઆ" નિવાસી
(હાલ)
વાડીફળીયું; કોટશેરી,
સુરત.

લી॰ સેવક,
વસનજી રણછોડજી નાયક.

વીર દુર્ગાદાસ.



પ્રકાશકઃ "ગુજરાતી" સાહિત્ય મંદિર–સુરત.

જોશી આર્ટ પ્રિંટિંગ વર્કસ, બજારગેટ, કોટ, મુંબઈ.



# વીર દુર્ગાદાસ.



## પ્રકરણ ૧ લું.



### કપટીની કપટ જાળ અને ગુલામીની શરૂઆત.

ભારત વર્ષના ઇતિહાસમાં બલિદાન અને કુરબા-
નીથી તરબોળ થએલા સારા હિન્દુસ્તાનની કમરપટે
લટકતી સમશેરરૂપ એ ગરવી ગુજરાતના મેવાડના ઉદ્ધારક
વીરપ્રતાપ સમસ્ત સામ્રાજ્યના એક ધુરંધર પાદશાહ
અકબર જેવાને હતાશ કરી, અસંખ્ય સૈન્યદળ વાળાએ
પાદશાહ પાસેથી ચિ-તોડ સ્વતંત્ર કરી, ગુલામીની પાશવ-
સત્તાના બંધનમાંથી મૂકત કરી પોતાનું નામ "યાવત્ત-
ચન્દ્ર દિવાકરૌ" કરી સ્વર્ગે સિધાવ્યા. તેમજ એ
સામ્રાજ્યનો પાદશાહ પણ પોતાના કર્મનો હિસાબ આપવા
ખુદાના દરબારમાં ક્યારનો ચાલ્યો ગયો હતો.

આ કથાની શરૂઆત વખતે એજ અકબર પાદશા-
હના વંશજો સારા હિન્દુસ્તાનમાં 'કપટી'ના ઉપનામથી

પ્રખ્યાતી પામેલો ઔરંગઝેબ પોતાનું નામ "આલમગિર" રાખી ખુદાને પિછાણ્યા વગર મુગલાઈ દોર ચલાવી રહ્યો હતો. મારવાડ દેશ એ વખતે બાયલો બન્યો નો'તો. પોતાની માતૃભૂમિને માટે સર્વસ્વ કુરબાન કરનારા અનેક ભડવીરો એ વખતે ઉદેપુરના મહારાણા જશવંતસિંહ જેવા પડયા હતા. તાકાત નથી એ આલમગિરની કે ક્ષાત્રતેજથી ભરપૂર એ મરુભૂમિ સામે એક આંગળી પણ ઉંચી કરી શકે!

પરંતુ રે! પ્રારબ્ધ! શૂરા સિસોદિયાસિંહોના સરદારને કાબુલ મોકલી મારવાડ ભૂમિના ભાવી બાળરાજા —જશવંતસિંહના યુવરાજ પૃથુસિંહને પાદશાહે કપટથી હણ્યો. અજમેરના મેર લોકોનો બળવો સમાવવા બદલ ઇનામ સાથે અભિનંદન આપવાના ઓઠાં હેઠળ કપટ-જાળથી ભરપૂર એ પાદશાહે કિંમતી પરંતુ વિષથી ભરેલો પોશાક પહેરાવી એ ભાવી મરુપતિનો અંત આણ્યો! કેશરી કપટથી હણાયો!

મરુભૂમિના એ અચળ શૌર્યમયીસિંહ જશવંતસિંહ આજે શૈયાવશ છે. તેનું અતૂલ શૂરાતન કયાંએ લુપ્ત થઈ ગયું છે. પોતાના પુત્રના કપટથી થએલા મરણના તેમજ મોગલોની ગુલામીમાં મેવાડ જકડાવાના વિચારે તેને શૌર્યહીન—ધૈર્યહીન—હતાશ-કરી દીધો છે. પોતાનો ધણી બીનવારસે આમ રૂદન કરતો મૃત્યુ વશ થાય, એ જોઇ સર્વ રાજપુતોનું હૃદય કકળી ઉઠ્યું! સર્વની આંખમાંથી

ચોધાર અશ્રુપ્રવાહ ચાલ્યો ! ગયો ! ગયો ! એ મેવાડનો વીર પોતાની માતૃભૂમિને છેલ્લા પ્રણામ કરી સ્વર્ગ તરફ પ્રયાણ કરી ગયો ! મેવાડ માતાએ પોતાના એ સપુતને સાચા હૃદયે સજળ નયને આશીર્વાદ આપી વિદાય કર્યો !

પરંતુ ધૈર્ય ધર ઓ મેવાડમાતા ! તારા એ વીર પુત્રની હાડી રાણીને એના મૃત્યુ વખતે સાત માસનો ગર્ભ હતો; તેને આજે તેજના અંબારથી ભરપૂર એક બાળયુવરાજનો જન્મ થયો છે !

આ બાળયુવરાજના જન્મથી કપટી પાદશાહની સર્વ આશા અને કપટજાળ નષ્ટ થઇ ગઇ. તેણે બીજો દાવપેચ લગાવવા નવી યુકિત શોધી.

રાણાના અવસાન પછી એ બાળરાજ અજીત-સિંહના સંરક્ષણનો મોટો ભય સર્વ રાજપુતો ઉપર ઝઝુમી રહ્યો હતો. પાદશાહે પોતાનો પ્રપંચ બર લાવવા બાળરાજકુંવરને દિલ્હી તેડાવ્યો ! આના કરતાં બીજું ધર્મસંકટ શું હોય ? સમ્રાટના નિમંત્રણનો અનાદર કેમ થાય ? અને અનાદર ન કરે તો બાળરાજાને શત્રુના હાથમાં સોંપાય પણ કેમ ? સમસ્ત રાજપુતાના ખળભળી ઉઠયું. શું કરવું એ કોઇને સૂઝતું નથી. આખરે સર્વ સરદાર—સામંતોનું એક મહામંડલ ભરાયું.

સભા મંડલમાં સર્વ શાન્ત રીતે બેઠા છે. સર્વના મુખપર નિરાશાદેવીની સત્તા જામી છે. કોઇના મુખમાંથી એક શબ્દ પણ નીકળતો નથી.

એટલામાં કોઇ વિરલ વિભૂતિ—પોતાના હાથમાં દોઢ મથોડાપુર ભાલો લઈ અનેરી વીરશ્રીથી દીપી રહેલો -ક્ષત્રીય કુલનો છેલ્લો પ્રતાપી કેશરી-પોતાના ગેબી અને ભયંકર નાદથી સાચા કેશરી સમ ગાજી ઉઠયો:—

"જયાં સુધી એક પણ રાજપુત આ રાજપુતાનામાં હયાત છે, ત્યાં સુધી તાકાત નથી એ અસંખ્ય સૈન્યગણ વાળા મગરૂર પાદશાહની કે એ બાળરાજા સામે એક આંગળી પણ તાકી શકે ! એ પાદશાહને મારા નામથી ચેતાવી દ્યો—કહી દ્યો-કે રાજપુતાનાનો એ ભાવી બાળરાજ મારવાડનો ઉચ્છેદ કરવા તત્તપર થએલા યમના ખોળે નહિ, પણ અમારી માતૃભૂમિને ખોળે—અરવલ્લીના એ યશસ્વી સહાયક પહાડોની ગોદમાં ઉછરશે !"

સર્વ દિંગ થઇ ગયા. સમસ્ત સામ્રાજ્ય આગળ આ મગતરાં જેવા એક નાના સરીખા ગામડાઓના ધણી —રાઠોડની આ આકાશવાણીથી મારવાડ ભૂમિ આનંદીત થઇ ગઈ. બીજેજ દિવસે એ વીર દુર્ગાદાસ પાદશાહને ખુલ્લી ચેલેંજ આપી આબુની કરાડોમાં એ બાળરાજને કોઈ ગુપ્તસ્થાને મૂકી આવ્યો.

ઔરંગઝેબની સર્વ આશા ધૂળ મળી. તેણે હોઠ પીસ્યા. ગુસ્સે તો બહુ થયો પરંતુ કોની ઉપર અજમાવે? તેણે પોતાના ગુપ્ત મંડળની સભા બોલાવી એ મંડળે નક્કી કર્યું કે કોઈ પણ બહાનાથી વીરદુર્ગાદાસને અત્રે બોલાવવો અને તેને ઠાર કરવો.

વીરદુર્ગાદાસ જમાનાનો ખાધેલ છતાં સાચો મરદ હતો. બીકનો તો તેણે સર્વસ્વ નાશ કર્યો હતો. તેને ઉપ-રોક્ત ચંડાળ ચોકડીના ઠરાવ્યા મુજબ હુકમ મળ્યો. વ્હેમ તો ગયો કે કાંઈ પ્રપંચ છે! છતાં સાચો રાજપુત બચ્ચો આમંત્રણનો અસ્વીકાર કરતો નથી. ડરીને ન જાય તો તે રાજપુત ન કહેવાય. પોતાના ખાસ વિશ્વાસુ માણસો લઇ તે પાદશાહના ગુજરાતના પાટવીનગર અમ-દાવાદ બહાર આવી પહોંચ્યો. તેનો વિચાર બીજે દિવસે મળવા જવાનો હતો. પરંતુ દુર્ગાદાસના આવ્યાની વાત જાણતાં તો મોગલોએ તેડાં પર તેડાં મોકલ્યાં; અને જેમ બને તેમ સત્વર આવવા કહ્યું.

ધૈર્યવાન વીરદુર્ગાદાસે વિચાર કીધો. કેવળ ઈના-મને માટે આવો મગરૂર પાદશાહ મારા જેવા માટે આટલાં તેડાં મોકલે નહિ. માટે નક્કી કાંઇ કારસ્તાન છે. છૂપા જાસુસોએ તેને આ કાવત્રાંથી વાકેફ કરી દીધો. સિંહ સવેળા ચેત્યો. અને શહેરમાં આવવાનું કોરાણે મૂકી શિઘ્ર વંઝો માપી ગયો. પાદશાહી સૈન્યે બહુએ દોડાદોડ કરી પરંતુ નિરાશ! મોગલ સરદારોના સર્વ હવાઈ કિલ્લા અધર લટકી ગયા. અને સવેળા ચેતી નાઠેલા વીરને પકડવો એ બંદુકમાંથી ગોળી છોડી તેને પાછી પકડવા જવા જેટલું ભયંકર લાગ્યું.!



# પ્રકરણ ૨ જું.



## ભરમ ભરેલી પેટી અને વીરની વીરતા!

પાછલા પ્રકરણમાં જણાવ્યા મુજબ રાણા જશવંતસિંહના અવસાન પછી મારવાડ મોગલોને હસ્તક ગયું. પાદશાહે તેને ખાલસા પણ કર્યું, પરંતુ એ રાજ્યને હાથ કરવામાં એ કપટી પાદશાહને અજીતસિંહરૂપી આડખીલી નડતી હતી. તેને ગમે તે ઉપાયે સોધી કહાડવો એ ઇરાદાથી તેણે પોતાની મોગલાઇ દોર ચલાવી.

અહા! કેટલી નિષ્ઠુરતા! પ્રત્યેક પ્રતિષ્ઠિત વીર રાઠોડોના મકાનની જડતી લેવાનું કાળા કલંકરૂપ પગલું એ પાદશાહે ભર્યું. સિંહોથી ભરપૂર એ મારવડાદેશ આજે સ્મશાન સમો દેખાય છે, દેશમાં નથી શૌર્ય કે નથી હિંમત! આ તકનો લાભ લઇ પાદશાહે પોતાની મોગલાઈ દોર દ્વારા પાશવ સત્તા અજમાવવા શરૂ કરી. રાઠોડો આ કલંકરૂપ પગલાંથી ચોંકયા તો ખરા, પરંતુ કોઇ યોગ્ય સરદાર સિવાય પોતાનું બળ વાપરી શકયા નહિ! કેવી રીતે વાપરે! પોતે એકલો જો સામો થાય તો તેનો સર્વસ્વ નાશ કરવા પેલો યમ જેવો પદશાહનો હુકમ હાજરજ હતો! આખરે મને કમને જડતીઓ શરૂ કરવા દીધી.

આજે આહુવાગઢની જડતી લેવાવાની છે. એ ગઢનો રાઠોડ વીરકેશરી ચંપાવત એક બહાદુર રાઠોડ હતો. પરંતુ પોતાના મુઠ્ઠીભર માણસોથી સમસ્ત પાદશાહત ડોલાવવી એ એને મન આભના તારા ગણવા સમાન લાગ્યું. આખરે નિરુપાયે મારવાડ દેશની ગુલામી નિહાળી હતાશ થઇ બેસી રહ્યો હતો.

એ ચંપાવત રાઠોડ આજે વીર દુર્ગાદાસના મકાનમાં ઉતાવળથી કાંઇ છૂપી વાત કરી રહ્યો છે. વાત પૂરી થઇ. છેવટના શબ્દો સંભળાયા. "કેવળ દેશને ખાતર આપ મારી સાથે ચાલો" બસ! પત્યું! માતૃભૂમિને માટે સર્વસ્વનો ત્યાગ કરીને પણ તેને આ ગુલામીના કોરડામાંથી છોડવવાનો સંકલ્પ કરી બાળરાજને સંતાડી પોતાનો ખુલ્લો સંદેશો પાદશાહને સંભળાવનાર વીરકેશરી તરતજ ઉઠ્યો. પોતાના થોડા ઘણા વિશ્વાસુ માણસો લઇ તે ચંપાવત રાઠોડ સાથે આહુવાગઢ નજદીક આવતાં તેણે ગઢની આજુબાજુ મોગલોની છાવણી જોઈ વીર થંભ્યો. દગો તો ન હોય એમ તેને વ્હેમ ગયો. આ બીના ચંપાવત કળી જઇ તેણે અટકેલા વીર દુર્ગાદાસને કહ્યું "વીર! તમને વ્હેમ ગયો હોય કે કાંઇ દગો છે, તો એ બનવા જોગ છે. આવા ભયંકર જમાનામાં એટલી સાવચેતી રાખવી આવશ્યક છે; પરંતુ હું પ્રતિજ્ઞા પૂર્ણ કહું છું કે "માતૃભૂમિના હિતને માટે આપ આપના જીવના જોખમે પણ મારી સાથે ચાલો"

વીરના રગેરગમાં માતૃભૂમિનું નામ સાંભળતાં શૌર્ય ઉકળી ઉઠયું. તે આગળ ચાલ્યો.

ગઢમાં લઈ જઈ ચંપાવતે તેને એક લોઢાની પેટી આપી. અને કહ્યું:-"ઉદેપુરના મહારાણા જશવંતસિંહે મને પોતાના અવસાન કાળે આળે આ પેટી આપી છે અને કહ્યું છે કે "અંદર શું છે તે જોવું નહિ. પરંતુ એનું જીવનાં કરતાં વિશેષ રક્ષણ કરવું. તું કદાચ ભયમાં આવે અને આનું રક્ષણ ન કરી શકે એવી સ્થિતિમાં હોય તો બીજા કોઇ રક્ષણ કરી શકે એવા રાજપુતને આપજે અને તેને પણ ઉપલી બીનાથી વાકેફ કરજે. એ પેટીને મારવાડ સ્વતંત્ર કરનારજ ઉઘાડી શકશે."

આટલું કહી આગળ કહ્યું કે "વીર! આજે મારા ગઢની જડતી લેવાવાની છે તેમાં કદાચ આ પેટી મોગલ હસ્તક જાય એ બનવા જોગ છે. માટે આપ એને લઇ જાઓ. અને ઉપર મુજબ નિયમ પાળજો!"

વીરે પોતાની વીરતાથી એનું રક્ષણ કરવાનું વચન આપી ઘર તરફ જવા નિકળ્યો. કારણ પોતાની માતાને એમણે વાયદો કર્યો છે કે "દિવસ આથમતા તો હું આવી રહીશ."

સંધ્યાકાળ થયો છે, સૂર્યનારાયણના અસ્ત થવાથી ભયંકર કાળરાત્રીએ પોતાની સત્તા જમાવી છે. આવે સમયે વીર પોતાના માણસો સાથે ચાલ્યો જતો હતો. એક મોગલે પેટી જોવાથી તેણે તેના

સરદારને વાત કીધી. એથી મોગલો એની પાછળ પડયા, પરંતુ વીર દુર્ગાદાસે પોતાના ગાંગાણીના ગઢનો રસ્તો મૂકી આડોજ રસ્તો પકડયો. મોગલોએ થપ્પડ ખાધી. દુર્ગાદાસનો કયાંએ પત્તો ન લાગ્યો. દુર્ગાદાસ પોતે ત્વરીત ગતીથી માર્ગ કાપી રહ્યો હતો એવામા "મદદ મદદ"ના અવાજો પોતાના કર્ણે ઉપર અથડાયા.

જનની જન્મભૂમિના દુઃખ મટાડવાનેજ જે વીરે જન્મ લીધેલો માને છે, તે આવી રીતે પોતાની માતૃભૂમિના બાળકની બૂમ સાંભળી આટલું બધું પાસે જોખમ છે છતાં મદદે દોડયો. જઈ જુએ છે તો બે વીરોની ઉપર બાવીસ મોગલો તૂટી પડયા છે. આ જોઈ પાછળથી તે મોગલો ઉપર તૂટી પડયો. પેલા બે વીરો પૈકી એકને ઘાયલ થએલો જોઈ તેણે કેટલાક માણસો સાથે પોતાના ગાંગાણીના ગઢમાં તેને સહીસલામત લઇ જવા કહ્યું; અને તે ઘણો દૂર જાય ત્યાં સુધી આ મોગલોને અટકાવવા તે અત્રે યુદ્ધ કરવા થંભ્યો. ભયંકર યુદ્ધ ચાલ્યું. ચંડીકાદેવી ખપ્પર ભરવા લાગી પરંતુ આટલા નાનકડા યુદ્ધમાં તેને કાંઇ જણાયું નહિ. એટલામાં તો તે આનંદીત થઇ !

વીર દુર્ગાદાસની ઉપર એક યોદ્ધાએ તલવાર ઉગામી છે. પરંતુ યુદ્ધ કુશળ વીરે એ તલવારનો જવાબ પોતાની ભવાનીરુપધારીણી સમશેરથી આપ્યો. એક ઘા ને બે કટકા. આ ખૂન જોઇ સર્વ મોગલો બૂમ મારી ઉઠયાઃ—" ખૂન, ખૂન. સરદાર જોરાવરખાનનું ખૂન. આ બૂમોથી બીજા કેટલાએ મોગલો દોડી આવ્યા. દુર્ગાદાસે

જાણ્યું કે આ સ્થાને ઘણા મોગલો છે, એટલે મારે હવે અટકવું ન જોઇએ. તુરત તેણે રસ્તો માપ્યો. મોગલો પોતાના સરદારના સબને જોતા ત્યાંજ ચોંટી રહ્યા.

મોગલ સરદારને મારી તેમજ ભરમ ભરેલી પેટીનું રક્ષણ કરી વીરે પોતાની વીરતાથી મોગલોને ગુપ્ત સંદેશો પહોંચાડયો કે "રાજપુતો હજી ક્ષાત્રતેજરહીત નથી થયા. તેમનામાં તમને હંફાવવાની હજી તાકાત છે. પરંતુ સમયનો રાહ જોઈ સર્વ નિરાશ થઇને હાલ બેઠા છે. સમય આવે રાખોડીમાના અગ્નિની માફક તેઓ ભભૂકી ઉઠશે. અને પોતાની માતૃભૂમિનું ગુલામીનું બંધન તોડી નષ્ટ-ભ્રષ્ટ કરશે !"

વીર દુર્ગાદાસ પોતાના મકાન પર આવ્યો. ત્યાં એને જણાવ્યું કે જેને એણે બચાવ્યો તે કોઈ નહિ પરંતુ પોકર્ણનો બહાદુર રાઠોડ વિજયસિંહ હતો. પોતે એક ભાવી સહાયક રાઠોડનો પ્રાણ બચાવવાથી તે ઘણોજ હર્ષિત થયો.

માજીના પુછવાથી વિજયસિંહે પોતાની આવી સ્થિતિ થવાનું કારણ જણાવતા કહ્યું કે, "આસોપના સુબાએ મારા મોટાભાઇના ગઢ ઉપર તેમની ગેરહાજરીમાં કેટલાક માણસો મોકલ્યાં હતાં. એનો સબબ કાંઈ અગત્યના દસ્તાવેજો લઇ જવાનો હતો. પરંતુ તેઓને મેં પાછા હઠાવી હું જાતેજ આસોપના સુબાને ફરી આવું કુકર્મ નહિ કરવાની ચેતવણી આપવા ગયો હતો. આસોપના સુબાએ

ડરીને મને ખાત્રી પણ આપી. તે બાદ હું પાછો ફર્યો ત્યારે એ સુબાનો ભત્રિજો જોરાવરખાન મને રસ્તેથી મારા કાકા કાંઇ કહેવાનું ભૂલી ગયા છે માટે બોલાવે છે એમ કહી મને પાછો તેડી ગયો. ત્યાં લઇ જઇ મને દગાથી કેદ કરવા ધાર્યો. પરંતુ હું બહાદુરીથી છટકયો. મોગલો મારી પાછળ પડયા. હું ઘેરાઈ ગયો હતો, એવામાં આપના આ વીરપુત્રે મને જીવતદાન દીધું."

દુર્ગાદાસ હર્ષિત થઇ બોલ્યો "બહાદુર રાઠોડ તમને દગો કરનાર જોરાવરખાનને હું પ્રાણ દંડની શિક્ષા કરીનેજ આવ્યો છું" સર્વ આનંદીત થયા.



## પ્રકરણ ૩ જું.



### ભલાની ભલાઇ અને સિંહનું સંતાવું.



રાત્રિનો સમય છે. વીરદુર્ગાદાસના ગઢમાં સર્વ શાન્ત રીતે નિંદ્રાધિન થઇ પોઢી ગયાં છે. સર્વત્ર શાન્ત ભાસે છે. એવામાં "મારો, મારો." "ખૂનનો બદલો ખૂન." વિગેરે પોકારો થવા માંડયા. આખા ગઢના લોકો જાગી ઉઠયા. સર્વ વીર દુર્ગાદાસ પાસે દોડી આવ્યા. દરવાજા બહાર મોગલો બૂમ મારતા હતા. દરવાજો ભાંગી સર્વ અંદર પેઠા. "શમશેખાનને મારનાર ખૂની દુર્ગાદાસ

ક્યાં છે ? ખૂનનો બદલો ખૂનથી લેવો છે.” વિગેરે પોકારો સંભળાયા ગઢના સર્વ માણસો એકઠાં થઈ ગયાં.

વૃદ્ધ માજી બોલી ઉઠયાંઃ—વત્સ ! ત્હારૂં શૂરાતન હું પીછાણું છું, પરંતુ આ વખતે તારે આ કાયર માર્ગ ગ્રહણ કરવો પડશે. તું ત્હારા ભાઇ, પુત્ર અને આ વિજયસિંહ સાથે સંતાઇ જા ! આ માતૃભૂમિને માટે આ વખતે મારી સલાહ માની સંતાઇ જા !”

વીર દુર્ગાદાસનું સમસ્ત શરીર શૌર્યથી ઝઝુમી ઉઠયું. આંખમાંથી અગ્નિના તણખા ઝરવા લાગ્યા. તે માતુશ્રીની આ બાયલી સલાહથી નારાજ થયો. આ જોઇ સમય કુશળ વૃધ્ધ માજીએ ફરી કાલાવાલા કર્યા આખરે તેઓ સંતાવા ચાલ્યા.

વીર દુર્ગાદાસનો ભલો અને માયાળુ નોકર નાથુ આવ્યો અને તેણે ગઢ પાછળના પાણી વગરના કુવામાં સંતાવાનું કહ્યું. પ્રથમ પેલી ભરમ ભરેલી પેટીને મૂકી. પછી વિજયસિંહને ઉતાર્યો. એટલામાં તો મોગલો નજીક આવી પહોંચતા જણાયા. આ જોઇ પાસેના ઘુમટદાર આમલીના ઝાડ ઉપર વીર દુર્ગાદાસ, તેનો ભાઇ સોનિંગ અને પુત્ર તેજસિંહ ચઢી ગયા. વૃધ્ધ માતા તેમજ નાથુ ઘરમાં ચાલ્યાં ગયાં.

મોગલો આ મેદાનમાં આવ્યા. તેમનો સરદાર ત્યાંજ ઉભો અને કેટલાક સ્વાર્થી, નિર્દય, પાપી સૈનિકો મકાનમાં ઘૂસ્યા. તેઓ ભારે તોફાન કરી વૃધ્ધ માતા તેમજ નાથુને પકડી લાવ્યા.

ખરેખર! જે મોગલો જુલ્મી, ઘાતકી વિગેરે ઉપનામથી સંબોધાય છે; તેજ મોગલોમાં કેટલાક ભલા અને માયાળુ પણ હોય છે. ઘરડાં માજીને અલમસ્ત મોગલો પકડી લાવતા જોઇ તેનો ભલો સરદાર મહમ્મદખાન ઉભો થઇ ગયો. અને મોગલોના આપકૃત્યને ધિકકારી માજીને છૂટાં કર્યાં. તેમજ આવું નિર્દય કૃત્ય પોતાના સૈનિકે કરેલું હોવાથી માજીની માફી માગી પાદશાહનું ફરમાન બતાવી માજીને તેના પુત્રને બતાવવા કહ્યું.

ક્ષત્રીય કુલભૂષણ એ વૃધ્ધ માજીની આંખમાંથી અગ્નિ ઝરવા લાગ્યો. તેણે જવાબ આપ્યો:—"ઉપકારી અને ભલા સરદાર! મારો પુત્ર ઇશ્વરના ફરમાન સિવાય કોઇનું પણ ફરમાન સ્વીકારતો નથી. તેમજ પાદશાહ લખે છે એવું પાપ તેણે કાંઇ કર્યું પણ નથી. જુઓ, શમશેરખાને પોકર્ણના રાઠોડ વિજયસિંહ સાથે દગો કરી તેને નિરાધાર હાલતમાં પકડી મારવા હુકમ કર્યો ત્યારે તેને બચાવવા મારો વીર પુત્ર ગયો. અને તે રાઠોડનો બચાવ કરતાં જોરાવરખાન મરાયો એમાં મારા પુત્રનો લેશ પણ ગુહનો હું જોતી નથી."

મોગલ સરદારના આ દગાની વાત મહમ્મદખાનના જાણવામાં અત્યારે આવી. તેણે નિરાશ તેમજ ગુસ્સે થઈ માજીને તેમજ નાથુને છૂટા કરી મોગલોને ચાલ્યા જવાનું કહ્યું. અને માજીને ખાનગીમાં કહેતો ગયો કે "હું જઇશ એટલે બીજો સરદાર અત્રે આવશે. માટે તે પહેલાં તમારા વીર પુત્રને કોઈ અભય જગ્યાએ મોકલી આપજો."

ભલા મહમ્મદખાને આટલું કહી નિર્દોષ પ્રેમમયી સજળ નયનોએ રજા માગી અને છૂટો પડયો.

ભલાની ભલાઈ જોઇ વીર દુર્ગાદાસને તેને ભેટવાનું મન થઇ આવ્યું, પરંતુ સાહસ જાણી તે થોભ્યો. મોગલોના જવા પછી તેઓ નીચે ઉતર્યા. શિઘ્ર વૃદ્ધ માતાની આજ્ઞાથી જંગલનો રસ્તો લેવા તૈયારી કરવા લાગ્યા. જતાં જતાં વિજયસિંહની ભાળ માટે તેણે કુવામાં જોયું. તો તે ચત્તાપાટ પડેલા હતા તેમજ શ્વાસ પણ લેતાં સંભળાતો નો'તો. આથી તેનું મૃત્યુ થયું હશે એમ સમજી તે તરત જંગલને પંથે પળ્યો. જતાં જતાં પોતાની જનની જન્મભૂમિ તેમજ વૃધ્ધ માતાને સજળ નયને છેલ્લા પ્રણામ કર્યા! નાથુને માજીની ખબર આપવા હરરોજ જંગલમાં આવવા કહેતો ગયો.

જતાં જતાં વૃધ્ધ માતુશ્રીને પણ કહેતો ગયો કેઃ- "માજી! કુવામાં જે પેટી મૂકી છે તે જો વિજયસિંહ જીવતો ન નીકળે તો આપ જીવની માફક તેનું જતન કરજો. અને તેમાં શું છે તે જોશો નહિ. તેમ કરવામાંજ તમારા પુત્રની વીરતા અને ક્ષત્રિયતા છે.

ગયો! ગયો!! સમસ્ત મારવાડની ગુલામીની મૃતદશા કરવાની વીર અભિલાષા રાખનાર મરુભૂમિનો એ સાચો સેવક હાલ તુરતને માટે પોતાનો પ્રાણ બચાવવા ગાંગાણીના જંગલોની કરોડમાં સંતાવા ચાલ્યો ગયો!

વીરને વિદાય થવાને કેટલોક વખત ગયો કે તુરતજ મોગલોના સૈનિકોથી બહાદૂર રાઠોડનું મકાન

ઘેરાઈ ગયું. કેટલાક અંદર ઘૂસ્યા. અને માજી તેમજ નાથુને પકડી પોતાના સરદાર શમશેરખાન પાસે લઇ આવ્યા. સરદારની આંખ લાલચોળ હતી. મુખાકૃતિ નિર્દય અને ક્રોધાયમાન ભાસતી હતી. વિજયસિંહનો બચાવ કરતાં વીર દુર્ગાદાસે જે સરદાર જોરાવરખાનને માર્યો હતો તેનો આ કાકો થતો હતો. પોતાના ભત્રિજા પ્રતિનું વેર લેવા એનું નિર્દય હૃદય ક્યારનું શિકાર ખોળતું હતું

વૃધ્ધ માજીને મોગલો જબરજસ્તીથી બાંધી ઘસડી લાવતા એણે જોયા છતાં પાપી હૃદયના એ નિર્દયને દયા ન આવી. માજી નિર્ભય રીતે તેની સામે આવી ઉભાં.

શમશેરખાને માજીને તેના પુત્રને બતાવવા પ્રથમ નિર્દય અમલદારના મુગલાઈ દોરની વૃત્તિથી પૂછયું. નિડર ક્ષત્રાણી માતાએ તેનો યોગ્ય જવાબ આપ્યો. એટલે તેણે કપટ રમવા વિચાર કર્યો. તેણે માતુશ્રીને ફેરવી તોળીને કહ્યું "માજી! જો આપ તમારા પુત્રને બતાવશો તો આ વખતે પાદશાહનું ફરમાન તોડયા છતાં તમારા પુત્રને જીવતદાન આપવામાં આવશે. પરંતુ અમારે બાદશાહને જવાબ આપવો પડશે એટલે એને આપ મગાવો તો હું તેમને એક બે સવાલ પૂછી નિર્દોષ ઠરાવી દઉં. માટે બતાવો અને સુખેથી રાજ્ય કરો."

માજીએ કહ્યું "અખી બોલા ને અમી ફેક!" તમારા ઉપર હું વિશ્વાસ રાખી શકતી નથી. મારો વીર

પુત્ર પરમેશ્વર સિવાય કોઇનું ફરમાન માનતો નથી, અને તેવું ફરમાન એણે તોડયું નથી. માટે તમારા જેવા નિર્દ-યના હાથમાં તેનો જીવ મુકી પાછળથી પસ્તાવો કરવાનું હું ઉચિત જોતી નથી. મને અત્રે તમો મારી નાંખશો તોપણ હું તેને બતાવીશ નહિ તે નહિજ. તમારાથી જે થાય તે કરી લ્યો."

પાપીનું હૃદય દયાવાળું હોય એ અસંભવિત વાત છે. માજીનું આ ભાષણ સાંભળી તેને હદપર ગુસ્સો ચઢયો, પરંતુ પોતાનો એ ક્રોધ કોની ઉપર અજમાવે. આખરે નિરાધાર અને નિર્દોષ એ વૃદ્ધ માજીની ઉપર પોતાની સમશેર ચલાવી ગુસ્સો સમાવવામાં પોતાનું શૂરાતન દાખવ્યું!

"પોતાના પુત્રને પ્રભુ સહીસલામત રાખે અને મરુભૂમિ સ્વતંત્ર બને" એવી પ્રાર્થના કરી વૃદ્ધ માતુશ્રી સ્વર્ગે સિધાવ્યાં. વીર નાથુએ માજીની ઉપર પડતી સમ-શેર પોતાના શિર ઉપર ઝીલવા તેને પકડી રહેલા મોગ-લોના હાથમાંથી ધસ્યો. પરંતુ નિરાશ! તેને પણ ઘા લાગ્યો અને માજી પણ વિદાય થયાં!



# પ્રકરણ ૪ થું.



## ગુન્હેગારને શિક્ષા અને પ્રતાપીની પ્રતિજ્ઞા !

નિર્દોષ માતાજીનો જીવ લઇ અને વફાદાર વીર નાથુને જખમી કરી શમશેરખાને પોતાનો ક્રોધ સમાવી મોગલોને દુર્ગાદાસનું મકાન લૂંટવા હુકમ કર્યો.

પરંતુ આ શું ? મોગલ દળમાંથી શાન્ત અને ગંભિર અવાજ થયો કે " ખુદા અમને એવું પાપી કામ ન કરાવે. જે ખુદાનો પાકો ચોર હશે તેજ આ માલીકહીન મકાનમાંથી એક પાઈ પણ લેશે " સર્વ મોગલો આ અવાજથી અચકાયા અને જતા અટકયા. બધા પોતાના રસ્તે વળ્યા.

અહા ! પણ જુઓ પેલો કોઇ વીર—ખુદાનો બન્દો—નમ્ર ચ્હેરે ઉભોજ થઇ રહેલો જોવામાં આવે છે. શમશેરખાને એને ઉભો રહેલો જોયો કે તરતજ પૂછ્યું: — " કેમ ખુદાબક્ષ ! તું અટકયો છે ? શું તું મારો હુકમ નહિ માનશે ? તારા સરદારનું કહ્યું તારે કરવું પડશે. જા. સર્વ સૈનિકો સાથે ચાલતો થા.

ખુદાબક્ષે કહ્યું "પાપી હવેથી તું મારો સરદાર નથી અને હું તારો સૈનિક નથી. આ વૃદ્ધ અને નિરાધાર તેમજ આ ભલા ચાકરને મારી નાંખનારી તારી નિચ્ચ વૃત્તિએ મારા ઉપરની સત્તા ગુમાવી છે."

આ સાંભળી શમશેરખાન પોતાની તલવાર મ્યાન-માંથી કાઢવા જતો હતો. એ જોઇ ભલા અને વીર ખુદાબક્ષે ઓચિંતી તરાપ મારી સરદારને ચત્તો પાટ નાંખી તેની છાતી ઉપર ચઢી બેઠો અને બોલ્યો "એ લ ખૂની! હવે કોઇ તારો બચાવ કરનાર છે? આ માજીના ખૂનનો બદલો વાળું ?"

આ સાંભળી ઘડી ઉપર સત્તાના મદમાં છકી ગએલો સરદાર ધ્રુજી ઉઠયો અને જીવ બચાવવા કાલા-વાલા કરવા લાગ્યો. ભલા ખુદાબક્ષે પોતાને હવેથી નહિ છેડવાની પ્રતિજ્ઞા લેવરાવી હથિયાર તેમજ ઘોડા વગર જવાને છુટ આપી. પછી પોતાનો પ્રાણ લઇ મૂઠીઓ વાળી નાઠો !

પેલા માયાળુ ખુદાબક્ષે આવી ઘાયલ નાથુને સચેત કર્યો. નાથુએ તે ભલા મોગલની સહાયથી કુવામાંથી વિજયસિંહ તેમજ પેલી પેટીને બહાર કાઢી પછી નિમક હલાલ નાથુએ મુસલમાન છતાં ભલા ખુદાબક્ષના વિશ્વાસ ઉપર પેટી સાથે વિજયસિંહને પોકર્ણ તરફ જવા કહ્યું. પછી માજીના સબને એક ઓરડીમાં મૂકયું; અને શમશેરખાન પાછો જલદી આવશે એમ ખુદાબક્ષના કહેવાથી બધા સત્વર પોત પોતાને પંથે વળ્યા.

ગાંગાણીની થોડેક દૂર લૂણી નદીની કરોડમાં નાથુ થોડા વખત બાદ આવી પહોંચ્યો. ત્યાં આવી દુર્ગાદાસના સંકેતાનુસાર "રાઠોડી તલવાર અને મારૂડાં રાબડી"

ગીત વાંસળીમાં લલકાર્યું. આથી દુર્ગાદાસ તેનો ભાઈ અને પુત્ર સર્વેએ જાણ્યું કે નાથુ આવ્યો. તેઓ કરાડની ગુફામાંથી બહાર આવ્યા અને નાથુને પોતાનાં માજીની ખબર અંતર પૂછવા લાગ્યા.

ભલા નાથુનું હૃદય ગળગળીત થઈ ગયું. તેનથી કશો ઉત્તર ન અપાયો. આ જોઈ સર્વને વ્હેમ પડયો. નાથુને ફરી પૂછતાં વ્હેમ સાચો ઠર્યો. સર્વની આંખમાંથી ચોધાર અશ્રુપ્રવાહના ઝરણાં ઝરવા લાગ્યાં.

જે વીર હજારો મોગલોનો કચ્ચરઘાણ કાઢવા પોતાનું અખૂટ શૂરાતન દાખવતો, જે વીર મૃત્યુના મુખમાં પડવા છતાં હિંમતબાજ રહી પોતાના હથિયાર વડે રક્ષણ કરવા સિંહની માફક ત્રાડતો; તેજ વીર નાથુના આ બે શબ્દોથી શૌર્યહીન થઈ ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો. તેનામાં પોતાના હથિયાર પકડી રહેવાની પણ શક્તિ ન રહી અહા! શું માતૃપ્રેમનો મહિમા!

જનની જન્મભૂમિનો ઉદ્ધાર કરવા તૈયાર થનાર કેટલાઓ નવીરોનું સમય આવે રક્ષણ કરી; મૃત્યુથી ડરીને નહિ પરંતુ સમય અનુકૂળનો પ્રસંગ શોધવા છૂપાતા માતૃપ્રેમી ભડવીરોને થોડા સમયને માટે જતી બાજી અટકાવવા સહાય કરી, ગૌરવશાળી થએલી એ ડુંગરોની એકેએક કરાડો પણ વીરોનું આ કલ્પાંત નિહાળી શોકાતુર બની કરૂણ રૂદન કરવા લાગી.

કેટલોક સમય આમ ચાલ્યો ગયો. નાથુની શાંત્વનાથી વીર દુર્ગાદાસનું હૃદય કાંઇક શાંત થયું. મોગલોની

ક્રૂરતા તેના હૃદયમાં આબાદ રીતે ખડી થઇ ગઈ. શમશેરખાન પાસેથી પડાવી લીધેલી તલવાર ખુદાબક્ષે નાથુને આપેલી તે તલવાર દુર્ગાદાસ લઇ એકદમ ત્રાડી ઉઠયો "સત્યનો સદા જય છે. મારાં વૃધ્ધ, નિર્દોષ અને નિરાધાર માતાજીનું ખૂન થાય એ જરૂર મને તો શું પરંતુ ખૂદ પરમેશ્વરને પણ ન ગમશે; અને તે તેને યોગ્ય શિક્ષા કરશેજ કરશે! નાથુ! હું પ્રભુને સમક્ષ રાખી પ્રતિજ્ઞા કરૂં છું કે "જે તલવારે મારાં માતુશ્રીનું લોહી પાધું છે, તેજ તલવાર તેના ખૂનીનું લોહી પીશે નહિ ત્યાં સુધી હું તેને નીચે મૂકીશ નહિ" અને બીજી એ પ્રતિજ્ઞા કરૂં છું કે "જયાં સુધી મારી માતૃભૂમિને ગુલામીની જાળમાંથી મૂક્ત કરીશ નહિ ત્યાં સુધી હું મારી સમશેર મ્યાન કરીશ નહિ." આ સાંભળી નાથુ બોલી ઉઠયો:-"હાં હાં! મહારાજ! આ શું બોલ્યા? ઘણા મુસલમાનોના જુથમાં આપણુ બે ચારની શું ગુંજાશ!"

વીર દુર્ગાદાસે વળતો જવાબ આપ્યો "રાજપુતને પ્રતિજ્ઞા પાલન કરતાં મૃત્યુ થાય એ વિશેષ વ્હાલું લાગે છે. તું વૃધ્ધ છે માટે તને આ મારી પ્રતિજ્ઞા આકરી લાગે છે. હું સમજું છું કે તારામાં હવે બળ રહ્યું નથી. માટે તું વિજયસિંહ પાસે જા અને તેમને મારી આ પ્રતિજ્ઞા વિદિત કર, અને કહેજે કે દુર્ગાદાસે કહાવ્યું છે કે "આપણી માતૃભૂમિની સ્વતંત્રતાની પ્રતિજ્ઞા મારે પૂર્ણ કરવી છે. સમય માટે તૈયારી રાખજો. જો હું જીવતો હોઈશ તો મળીશ નહિ તો રામ રામ સમજજો!"

---

# પ્રકરણ ૫ મું.

## ભીલોની મદદ અને પહેલી પ્રતિજ્ઞા પૂર્ણ !

—:(૦):—

નાથુને આમ સંદેશો લઈ પોકર્ણ મોકલ્યો, અને પછી વીર દુર્ગાદાસ પોતાના ભાઇ સોનિંગ અને પુત્ર તેજસિંહ સાથે જંગલમાં મદદની ભાળ કાઢવા ચાલ્યો.

જંગલમાં કેટલેક દૂર ગયા પછી એક રણસીંગુ વગાડયું. મોગલોની મુગલાઇદોર જયારથી શરૂ થઇ ત્યાર પછી આ રણસીંગાનો નાદ આજેજ થયો હતો. એથી સર્વ માતૃપ્રેમી જંગલવાસીઓ પૂર આનંદીત થઇ પોતાના દેશનો ઉદ્ધાર કરનાર કોઇ સપુત નીકળ્યો છે એમ સમજી એકઠા થઇ ગયા.

વનરાજ, શિવાજી, પ્રતાપ વગેરે માતૃભૂતિના ઉધ્ધારકોને આશ્રય આપનાર હે પહાડો અને પહાડવાસીઓ! તમારા શા શા ગુણ ગાવા? ગરવી ગુજરાત તેમજ મારવાડ ગુલામીની જાળમાંથી કેટલીએ વખત છુટયું એમાં એ ડુંગરોની કરોડ અને એ ડુંગરવાસીઓનો કેટલા અંશે ફાળો છે, એ વિચાર કરતાં હૃદય લીન થઇ જાય છે! પ્રાચીન નિયમાનુસાર મરુભૂમિને સ્વતંત્ર કરવા પહેલાં વીર દુર્ગાદાસને પણ એવી સહાય લેવી પડી અને મળી.

વીર દુર્ગાદાસે "મરુભૂમિની પરતંત્રતા અને પોતાના વૃદ્ધ માજીનું ખૂન આદિ વિષયો એ ભલા અને માયાળુ ભિલોને સારી રીતે સમજાવ્યા. અને પછી પૂછ્યું બોલો હવે તમારો શો વિચાર છે?"

સર્વ પોકારી ઉઠયા; "મરુભૂમિની પરતંત્રતા નષ્ટ કરી ખૂનનો બદલો ખૂનથી વાળી આપની પ્રતિજ્ઞા પૂર્ણ કરો. અમો સર્વ માતૃભૂમિને માટે તેમજ માજીના ખૂનને માટે પ્રાણાર્પણ કરવાને તૈયાર છીએ."

વીરે તેનો વળતો યોગ્ય જવાબ આપી સર્વની સાથે આસોપ તરફ માજીના મારનારને મારવા શિઘ્ર કૂચ કરી. રસ્તામાં તેઓ માજીનાં સબને ઠેકાણે પાડતા જવાનો વિચાર કરી ગાંગાણીના ગઢ તરફ ચાલ્યા, પરંતુ રે! પ્રારબ્ધ! રસ્તામાંજ એક મોગલ પોશાકી રાજપુતે દુર્ગાદાસના આશ્રયે આવી ખબર આપ્યા કે "આસોપના સુબા શમશેરખાને માજીનું ખૂન કરવાથી પોતાનું વેર ન વળ્યુ હોય એમ લાગવાથી ફરી પાછા આવી સમસ્ત ગઢને આગ લગાડી જમીન દોસ્ત—રાખોડી—બનાવી દીધી છે.

દુર્ગાદાસને આથી વધુ ગુસ્સો ચઢયો. તેમજ પોતાનાં માજીનું મુખ પણ જોવાનું ન મળવાથી અનહદ શોકાતુર પણ થયો. છતાં હિંમત ન હારતાં જલદીથી આસોપના ગઢ નજદીક આવી પહોંચ્યા દ્વારપાળને યમસદન પહોંચાડી સર્વ અંદર પેઠા. ઘડી ઉપર શાન્ત

વાતારણમાં કોલાહલ મચી રહ્યો. મોગલ સૈનિકો ઉઠી દરવાજા પાસે રક્ષણ કરવા જાય છે, તે પહેલાં તો આ વીરો પેલા ખૂનીના મકાન પાસે આવી પહોંચ્યા. "વિજયસિંહ સાથે દગો, પોતાના ઉપર ચઢાઈ, માજીનું ખૂન અને વધારામાં પોતાની મિલ્કતની ધૂળ;" વગેરે બનાવોથી અગ્નિના કરતાં વધારે ક્રોધાગ્નિથી ધગધગતા પેલા વીર દુર્ગાદાસે એક લાત મારતાની સાથે ખૂની સરદારનું દ્વાર તોડયું. સર્વ અંદર ઘૂસ્યા.

આ ઘોંઘાટથી નિદ્રાધિન સ્વાર્થી સરદાર જાગી ઉઠયો. 'પોતાના રક્ષણ માટે તલવાર શોધવા જાય છે તે પહેલાં તો વીર સિંહ એક મસ્તસિંહની માફક તરાપ મારી તેની છાતી ઉપર ચઢી બેઠો અને બોલ્યો:—

"અરે દૂષ્ટ ઘાતકી સરદાર! સત્તાના મદમાં છકી જઈ તેં કેટલાં પાપકર્મ કર્યાં છે તેનું તને ભાન છે? તારા એ પાપની શિક્ષા કરવા ખૂદ યમરાજાએ મને અત્યારે મોકલ્યો છે. તારા રક્ષણ માટે તું તલવાર શોધે છે? પરંતુ જો આ તે તારી પાપીણી તલવાર! તારા દૂષ્ટ કર્તવ્યથી એ પણ કેટલી ક્રોધી બની છે! મારાં માજીને મારનાર એજ તારી તલવાર તને મારવા ખડી થઇ છે. તારૂં બળ તારે મારી સામે અજમાવવાનું હતું કે નિર્દોષ અને નિરાધાર મારાં વૃદ્ધ માતુશ્રી તેમજ જડ પદાર્થ મારી મિલકતો ઉપર? લે. તારી દૂષ્ટતાઓને બદલો!" આમ કહી એક ઘાને બે કટકા!

બસ ! પત્યું ! પહેલી પ્રતિજ્ઞા પૂર્ણ થઇ. મારવાડની લૂંટનું અઢળક ધન પણ ત્યાંજ પડયું હતું. તે પાપીની સાથે આ સર્વ દોલતમાંની એક પાઇ પણ ગઈ નહિ. કેવળ પોતાના સારાં નરસાં કામનો હિસાબ આપવા એકલોજ ખુદાના દરબારમાં તે પહોંચી ગયો !

ખૂનીનું ખૂન કરી વીર દુર્ગાદાસ પોતાના સહાયક મારચાળુ ભલા ભીલો સાથે સામા થતા મુસલમાનોનો સંહાર કરતા કિલ્લા બહાર નીકળી ગયા. ગઢ બહાર નીકળી વીર દુર્ગાદાસે કહ્યુ :—

"મારા વ્હાલા શૂરવીરો ! તમારી મદદથી મેં મારી પહેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી—શત્રુનો સંહાર—કરી મારાં માતુશ્રીના આત્માને શાન્ત આપી છે. હજી મારી બીજી પ્રતિજ્ઞા કાયમ છે. પરતુ સમયની રાહ જોતા હાલ તો આપણે ગાંગાણીના જંગલમાં વિશ્રામ લઇશું. માટે ચાલો." સર્વ ગયા.



## પ્રકરણ ૬ ઠું.



### વીરનું વીરત્વ અને આશામાં નિરાશા !



દુર્ગાદાસે નાથુને પોકર્ણ જવા કહ્યુ હતું, પરંતુ એ સ્વામીભકત ડોસાને પોતાના માલીકની વિજય ગર્જના

નિહાળી જવાનું યોગ્ય લાગ્યું. અને એથી તે એ જંગલમાંજ પડી રહ્યો હતો. બીજે દિવસે જુએ છે તો પોતાનો શૂરો સુબો તેની પહેલી પ્રતિજ્ઞા પૂર્ણ કરી વિજયના દુંદુભી વગાડતો આવી પહોંચ્યો.

બન્ને મળ્યા. ભેટયા. પછી વિજયની સર્વ કુશળતાથી વાકેફ થઈ ભલો ચાકર નાથુ પોકર્ણ તરફ ચાલ્યો.

વીરનો વિજય અને પાપીના પરાજયની વિચારણામાં મશગુલ બની તે ભલો સેવક પોકર્ણ આવી પહોંચ્યો અને સર્વને મળ્યો

વિજયસિંહ પાસે પોતાની વીરપુત્રી લાલબા અને બહાદુર નરકેશરી ભત્રીજો માનસિંહ બેઠાં છે. એ મંડળીમાં નાથુએ પોતાના માલીકની આશ્રયી સ્થિતિ તેમજ વિજયની સર્વ વાત કહી. સંદેશો પણ અક્ષરે અક્ષર કહ્યો. વધુમાં જણાવ્યું કે "મારા પરાક્રમી માલીકને કેવળ આપનીજ મદદ છે. હાલ તો તે આપના આશ્રયની બપૈયાની માફક રાહ જુએ છે. જો આપની સહાય ન મળશે તો તેઓ મોગલના હાથમાં સપડાશે એવો પાકો ભય રહે છે."

વિજયસિંહ સ્વગત વિચારે છે "રે ! દૈવ ! આ હું શું સાંભળું છું ? ભલા અને હૈવી પરાક્રમી વીર દુર્ગાદાસ ! તુ મારૂં રક્ષણ કરતાં આ આફતમાં આવી પડયો; એટલુંજ નહિ પરંતુ ઘર ગામ અને મિલ્કત વગરનો થયો ! અહા ! દીનદયાળ ! આ સેવક ઉપર દયા

લાવો ! અને હે શકિત દેવી ! મારી જનની જન્મભૂમિનો ઉદ્ધાર કરવા–માતૃભૂમિને માટે પ્રાણાર્પણ કરવા–તૈયાર થએલા એ વીરને આબાદ શક્તિ આપો ! ”

પછી નાથુને તે કહેવા લાગ્યો. “ભલા સેવક ! મારી ફરજ હું સમજું છું કે મારે મારા પ્રાણદાતા દુર્ગાદાસને સહાય કરવીજ જોઈએ. પણ હુ શકિતહીન છું મારા ઘા હજી...............

માનસિંહ કે જે અત્યાર સુધી આ સર્વ વાત સાંભળતો હતો તે સિહ ગર્જનાથી પોકારી ઉઠયો “કાકા ! તમારે નિરાશ થવાનું કારણ નથી આપ જો ખરા માતૃ-પ્રેમી તેમજ વીરસેવક હો તો આ મારી તુચ્છ માગણી સ્વીકારો અને જુઓ કે આ તમારો સાચો સેવક શું કરે છે ! મને થોડું સૈન્ય આપી સત્ત્વર જવા દો. હું આપશ્રીના પ્રાણદાતા વીરને મદદ આપી આપણી માતૃ-ભૂમિની ગુલામીજાળ નષ્ટ કરવાને મારો પ્રાણ અર્પીશ ! મને આ વખતે જરૂર રજા આપો. ”

વિજયસિંહની ચપળ ચક્ષુઓમાં અજબ તેજ પ્રકાશ્યું ! હૃદય આનંદના ઉભરાથી ઉભરાવા લાગ્યું ઘડીપર નિરાશામાં નિર્લજ થએલી મુખાકૃતિ પ્રફુલ્લ અને શૌર્યમય બની. તે બોલ્યો:—“ શાબાશ ! શાબાશ ! મારા બહાદુર માનસિંહ ! તારૂં વીરત્વમયી આચરણ જોઈ હું ઘણોજ પ્રસન્ન થયો છું. માતૃભૂમિની યજ્ઞવેદીમાં તારા જેવા થોડાએકજ વીરોના બલિદાનની જરૂર છે. જે ભૂમિમાં આવા સેવકો પડેલા છે તે ભૂમિને ચૂસી

ખાન ઓ નરપિશાચો ! તમારી છેલ્લી ઘડી છે! મ્હારા વ્હાલા પુત્ર ! હું તને ઘણાજ હર્ષથી રજા આપું છું, અને સાથે આશીર્વાદ આપું છું કે “તું શિઘ્ર જઇ આપણા વીરને સહાય કરી વિજય મેળવી માતૃભૂમિનું કરૂણ રૂદન અટકાવી તેની ગુલામીની બેડી તોડવામાં મદદ કરી યશ મેળવી જલદી પાછો આવીશ.”

પરંતુ રે ! પ્રારબ્ધ ! સારા હિન્દુસ્તાનનો પ્રાચીન ઇતિહાસ વાંચશું તો જણાશે કે ધર્મથી ભરપૂર આ ભારત-ભૂમની અધોગતિનું પ્રથમ કારણ “સ્વાર્થ” અને “કુસંપ” એ બેજ છે.

વિજયસિંહને તેજબા નામની માનસિક વિલાસ-માંજ સર્વ સુખ માનનારી સ્ત્રી હતી ! વીર ક્ષત્રાણીઓનાં શૌર્યને એબ લગાડનાર એ તેજબાને આ કામ યોગ્ય ના લાગ્યું. પોતાનો ભત્રીજો માનસિંહ પાદશાહની પાદશાહતને ભસ્મીભૂત કરી પોતાની માતૃભૂમિનો ઉદ્ધાર કરવા કટી-બધ્ધ થએલા વીર દુર્ગાદાસને સહાય કરવા જાય અને એ વાત જો પાદશાહ જાણે તો તેની જાગીરી ખાલસા કરે એટલે પોતાને મળતી મોજમઝા ફરી ન મળે એ વાત એને કેમ રૂચે? એટલે એ સ્વાર્થમાં તેજબા આંધળી બની.

બીજું:—આવી ગુલામીની સાથે મોગલો હિન્દુ ઉપર અસંખ્ય દુઃખના ડુંગરો નાંખતા છતાં કેટલાક સ્વાર્થલંપટ રાજપૂતો પાદશાહની તહેનાતમાં જઈ ભરાઇ બેઠા હતા. એ પૈકીમાં એક ચંદ્રસિંહ નામનો રાજપૂત

આ તેજબાનો ફૂરનો સગો થતો હતો. તેજબાએ વિજયસિંહને પછી માનસિંહને અને છેવટે લાલબાને બહુએ સમજાવ્યાં પરંતુ પત્થર પર પાણી જેવું એને લાગ્યું. તેમાં માનસિંહ અને લાલબાએ તો એને રોકડા જવાબો આપી ઉલટી શરમીંદી બનાવી. આથી તેણે તુચ્છ અને વગર વિચાર્યું ક્રૂર પગલું ભર્યું !

રે ! ભારતદેશ ! અને મરુભૂમિ ! તારી ગુલામીના આ બે મુખ્ય કારણો છે અને તે તમને સ્વતંત્ર કરવા ઉભા થએલા વીરના જમાનામાં પણ આગળજ આવ્યાં ! હતભાગ્ય છે ! હિન્દીઓ ! આટ આટલા ઈતિહાસો વાંચ્યા, આટઆટલા બનાવો નરી આંખે નિહાળ્યા, પરંતુ એ સ્વાર્થલંપટતા અને કુસંપના બીજો હિન્દમાંથી નાબૂત નથી થતાં તે નથીજ થતાં ! પ્રભો સદ્બુદ્ધિ આપો ! સર્વને સમજાવતાં નિષ્ફળ નિવડેલી તેજ વિનાની તેજબા પાસે એક ઘોડેશ્વાર ઉભો છે જુઓ ! તેને તેજબાએ કાંઇ કાગળ આપી કાનમાં વાત કરી. ઘોડેશ્વાર શિઘ્ર ચાલતો થયો. પત્યું ! સ્વતંત્રતારૂપી કિલ્લાનો પાયો નંખાતો હતો તેટલામાંજ વિઘ્ન !

માનસિંહ તો પોતાના કાર્યની રૂપરેખા બાંધ્યાજ કરતો હતો. સમસ્ત સૈન્યને એક જથ્થે ન લઇ જતાં તેની ત્રણ ટુકડી પાડી. પહેલી ટુકડીની સરદારી રૂપસિંહ નામના બહાદુર સિંહને આપી તેના સૈન્યને વીર દુર્ગાદાસ તેમજ જનની જન્મભૂમિને પ્રાણાર્પણ કરવાની પ્રતિજ્ઞાથી વિદાય કરી; અને બીજી બે ટુકડીની ગંજાવર સભા મેળવી

વીરત્વથી ભરપૂર એ મારવાડી વીર મેઘગર્જનાથી પોતાના સૈનિકોમાં કોઇ અજબ શૌર્ય પ્રેરે છે. સર્વ સૈનિકો એકજ પ્રતિજ્ઞા ઉપર આવે છે. પછી તૈયાર થવા સર્વ છૂટા થાય છે. માનસિંહ પણ પોતાના મુરબ્બી કાકાશ્રી પાસે છેવટની વિદાય લેવા ગયો.

પરંતુ રે! પ્રારબ્ધ! એજ વખતે અણધાર્યાં ચંદ્રસિંહ અને મોગલ સરદાર ઇનાયતખાન વિજયસિંહ પાસે આવી ઉભા અને કહ્યું "તમે પાદશાહનું ફરમાન તોડી પેલા મૂર્ખ બહારવટીઆને મદદ આપવાની તૈયારી કરો છો માટે તમો અમારા કેદી છો."

આ વાત શહેરમાં પ્રસરતાં મુખ્ય સામંતો બ્હારે દોડી આવ્યા. અને વિજયસિંહ પાસે આવી ઉભા હતા. તે પૈકીના એક સાચા વીરે ચંદ્રસિંહના ઉપલા શબ્દો સાંભળતાં જવાબ આપ્યો; "ઓ દેશદ્રોહી ચંદ્રસિંહ!

અને સ્વાર્થલંપટ ઈનાયતખાન! તમને ભાન નથી કે અમો કેવળ ઇશ્વર અથવા વીરસિંહ દુર્ગાદાસનુંજ ફરમાન માનીએ છીએ, અને તે અમે તોડયું નથી. પાદશાહનું ફરમાન અમો સ્વીકારતા નથી માટે સત્વર અહિંથી ચાલ્યા જાઓ"

આ સાંભળી ઈનાયતખાનને રગેરગમાં ગુસ્સો પ્રકટી ઉઠયો અને આવેશમાં આવી જઇ તુરતજ એકી તલવારે પેલા અસાવધ શૂરા સરદારનો પ્રાણ હર્યો. આથી બીજા રાજપુતો કૂદયા. ભયંકર લઢાઇ થઇ. જોઇએ તેટલા મુસલમાનો બહારથી આવતા ગયા છતાં મૂઠીભર વીર રાજ-

પૂતો આબાદ શૌર્ય દાખવતા હતા. આખરે પોતાના સૈન્યનો ઘાણ વર્તતો જોઇ વિજયસિંહે લઢાઇ બંધ કરાવી મોગલ સરદારને સ્વાધીન થયો.

બસ, પત્યું ! સર્વ આશા ધૂળ મળી. અણીના સમયે સર્વ રચેલી બાજી પેલી સ્વાર્થી તેજબાએ ધૂળ મેળવી. આ લઢાઇ અને તેનું પરિણામ માનસિંહ આગળથી કળી જઈ વિજયસિંહ પકડાયો કે તુરતજ પોતાની બેન તેજબા, ભલો નોકર નાથુ, વિશ્વાસુ ખુદાબક્ષ વગેરે સાથે છૂપા રસ્તા વાટે નાસી જઇ મહેંદ્રનાથ નામના સાધુના મઠમાં જઈ ઉભા. આ બીનાથી સર્વ અતિશય નિરાશ થયા હતા. તેમાં માનસિંહને તો વીર દુર્ગાદાસને હવે મદદ કેવી રીતે આપવી એ વિચારમાળાએ અનહદ દુઃખ આપ્યું !



## પ્રકરણ ૭ મું.

### વધતી જતી ગુલામી અને નિર્દોષ બાળાપર કેર !

વિજયસિંહના ગઢનો છુપો રસ્તો મહેંદ્રનાથ નામના તપસ્વીના મઠમાં જતો હતો. ત્યાં સર્વ આવ્યાં. સાધુએ તેઓની વાત જાણી દિલગીર થઇ સર્વને આશ્વાસન આપ્યું. એવામાં બહાર મારો, કાપો, ના પોકારો થવા લાગ્યા. એથી સાધુ બહાર ગયો અને પોતે પીર છે અને હુકમ કરે છે કે એ નિર્દોષ માણસને છોડી દેવો

વગેરે જણાવ્યું. મેહંદ્રનાથ ખરેખર પીર જેવોજ ભયંકર હતો ! મોગલો તે માણસને છોડી ભાગી ગયા.

મઠમાં લાવી પેલા માણસને પૂછતાં જણાયું કે તે વીરદુર્ગાદાસનો સરદાર કરણસિંહ છે, અને તેને મદદને માટે વિજયસિંહ પાસે મોકલ્યો છે. આ વાત જાણી સર્વ નિરાશ થયા. તેને વીર દુર્ગાદાસના કુશળ સમાચાર પૂછતાં તેણે જણાવ્યું:—

“ શું કહું ? આજે સમસ્ત મારવાડભૂમિ યવનોથી ભરપૂર છે. પાદશાહે જજીઆવેરાઆદી કેટલાએ વેરાલાદયા છે. એટલુંજ નહિ પણ કેટલાઓ મોગલો આખા ગામના ગામ લૂંટે છે. બાળે છે ! એટલેથી એ તેઓને સંતોષ નથી વળતો એટલે આખરે હિન્દુઓના દેવળો તોડી મંદિરોમાંની મૂર્તિના કટકા કરી પોતાનું શૂરાતન દાખવે છે ! આજે દેશમાં નથી ઉત્સાહ કે નથી શૌર્ય ! આ તકનો લાભ લઇ ક્રૂર પાદશાહે આવા અધર્મિ કામો કરી પોતાની ગળી ભયમાં મૂકવાનો રસ્તો લીધો છે. સમસ્ત દેશ ભયંકર ગુલામીના દાવાનળમાં સળગી રહ્યો છે. આજે એ ગુલામીમાં નથી મરદોથી ધર્મો સચવાતાં કે નથી ક્ષત્રાણીઓથી શિયળ સચવાતાં ! સાચી ધર્મનિષ્ટ બ્હેનો શિયળભંગ ન થવા દેતાં મૃત્યુવશ થાય છે ! આવી રીતે ગુલામીની પરંપરા મારાથી નિહાળી શકાતી નથી. મારો માલિક એ ગુલામીની બેડી તોડવા ઉભો છે, તેને કોઇ સહાય કરતું નથી. વધુ શું કહું ?

બે દિવસમાં જો મારા વીરને મદદ ન મળે તો તે ભૂખે મરણ પામશે. કારણ આજે કેટલાઓ દિવસ થયા ગાંગણીનું જંગલ યવનોથી ભરપૂર છે. સર્વ એ ડુંગરની ફરતી છાવણી નાંખી પડી રહ્યા છે. એક પણ માણસને અંદર આવવા દેતા નથી."

વચમાંજ માનસિંહ બોલ્યો "શૂરા સરદાર! મારા કાકા વિજયસિંહ પણ કેદ પકડાયા છે. એટલે એના તરફથી મદદ મળવી અશક્ય છે પરંતુ મારા એ કાકાના બીજા ભાઈ સ્વરૂપસિંહ પાસે જઇ તમના થોડા ઘણાં માણસો લઇ આપણે સત્વર ચાલો."

લાલબાએ માનસિંહની વાતને અનુમોદન આપતાં જણાવ્યું કે 'ભાઈ મને પણ હથિયાર આપી આપની પાસે રાખજો. હું સારી રીતે યુદ્ધ કરીશ અને મારી જનની જન્મ ભૂમિનાં દુઃખમાં કાંઇક ભાગ લઇશ!"

મહેંદ્રનાથ સાધુએ લાલબાને પોતાને ત્યાંજ રહેવા કહ્યું, અને માનસિંહ તેમજ કરણસિંહને સાધુનો વેશ પહેરાવી સ્વરૂપસિંહની મદદ લેવા મોકલ્યા. ભલો ખુદાબક્ષ મોગલોનો આ કાળો કે'ર ન જોઈ શકયાથી પોતે રજા લઇ દિલ્હી તરફ રવાના થઇ ગયો. સઘળા સજળ નયને ભેટી જુદા પડયા.

અહાહા! શું ભયંકરતા! ધર્મથી ભરપૂર એ ક્ષત્રિઓની પવિત્ર જન્મભૂમિ યવનોના ક્રૂર પંજામાં સપડાઈ અખંડ દુઃખો સહી રહી છે. મોગલો અસહ્ય સિતમો ગુજારી રહ્યા છે. મંદિરો તોડી મસ્જીદ બંધાવે છે. હિન્દુને

જબરજસ્તીથી મુસલમાન બનાવે છે. સ્વતંત્ર થવા ઈચ્છતા રાઠોડને પાયમાલ કરે છે. વીર ક્ષત્રાણીઓનાં શિયળો ભંગ કરે છે અહા ! વિચારીએ-બારિક નજરથી જોઇએ તો આ ગુલામીના સિતમોની હારમાળા ગણી ગણાય નહિ એટલી થાય. પાદશાહ પોતાની અંધધર્મશ્રધ્ધા વડે મુસલમાનો તરફનું એક તરફી વર્તન ચલાવે છે. "રાજા તે પ્રજાનો રક્ષક" એ સૂત્ર ધ્યાનમાં ન લઇ "ભક્ષક"ની ઉપમાં આપવા જેવાં કાર્ય કરી પોતાનું શૂરાતન બતાવે છે. રે ! પણ એને ભાન નથી કે:—

"ક્યાં સુધી સામ્રાજ્ય સત્તા ?—ચંદરોજ"
"ક્યાં સુધી એની મહત્તા ?—ચંદરોજ"

ખેર ! ટુંકમાં હવે ગુલામીની પરંપરાથી મરુભૂમિનાં દુઃખો અસહ્ય થઈ ગયા છે. અને એ સિતમો વીર મારવાડીઓ દુઃખે સુખે સહન કરી રહ્યાં છે. ધર્મથી ભરપૂર એ મરુભૂમિ આટલાં બધાં દુઃખોથી પિડાઈ એનું કાંઈ કારણ પણ હોવું જોઈએ. હા ! બધાજ ધર્મિઓ ન હતા. એ મરુભૂમિમાં પણ કુસંપીઓ અને સ્વાર્થીઓ પણ પડેલા હતા. જ્યાં સુધી એ કુસંપ અને સ્વાર્થ રૂપી ચાંડાળો સમસ્ત દેશમાંથી નષ્ટ ન થાય ત્યાં સુધી દેશનો ઉદ્ધાર થવો અશકય છે !

આગળ આપણે જોઈ ગયા કે તેજબાએ પોતાના ભાઈ ચંદ્રસિંહને કપટથી બોલાવી વીરને મળતી મદદ અટકાવી. એ ચંદ્રસિંહ સ્ત્રીલંપટ અને બીકણુ હતો. જ્યારે પાદશાહની સત્તા સમસ્ત દેશમાં સારી રીતે

ચાલતી હતી, એ વખતે એ ચંદ્રસિંહે રાજપુત વટ છોડયું. અને પોતાને ધર્મ ભૂલી પાદશાહને મળી ગયો. વિજયસિંહની કુંવરી લાલબા યોવનતેજની સાક્ષાત પ્રતિમા હોઇ વીરક્ષત્રાણી હતી. તેની સાથે લગ્ન કરવા એ ચંદ્રસિંહે માગું કરેલું પરંતુ લાલબા વીર હતી તેને આ બાયલો સરદાર કયાંથી પ્રસન્ન હોય! એટલે વિજય સિંહે ના કહેવરાવી. ત્યારથી કોઇ પણ યુક્તિથી વિજયસિંહને સપડાવી લાલબાનું હરણ કરવું એ ઠેરાવ પર એ આવ્યો હતો. ઇનાયતખાન સાથે આવી એણે આજે પોતાનો દાવ રમવા પાકો વિચાર કર્યો હતો. તે મુજબ વિજયસિંહને કેદ કરી તુરત તે મહેલમાં ઘૂસ્યો અને લાલબાની શોધ કીધી પરંતુ નિરાશ!

ચંદ્રસિંહ નિરાશ થઇ બેઠો છે. તેની આંખો એકી ત્રટે જોઇ રહી છે. મુખાકૃત્તિ મ્લાન અને ગ્લાની યુક્ત દેખાઇ છે. તે કેવળ લાલબાના વિચારમા મશ્ગુલ છે.

હા! પણ રે! સ્વાર્થી તેજબા! તેં આ મરુભૂમિને ભયંકર દગો દીધો છે. "પોતાના સ્વાર્થમાં જનની જન્મભૂમિને પિડનાર રૌ રૌ નર્કે જાય છે." ઓ તેજબા! યાદ કરજે તું એ સુત્ર!

પરંતુ જે કેવળ સ્વાર્થનેજ જુએ છે. તે ધર્મને ભૂલેલા હોય છે. એ મુજબ તેજબા આગળ વધી. તેણે પોતાની વીંટી પોતાના ભાઇને આપી અને કહ્યું "આ વીંટી લઇ તમો છૂપા વેશે મહેંદ્રનાથના મઠમાં જાઓ અને તેને કહેજો કે તમારા દર્શન સિવાય આપના પિતા

થી આહાર કરવા ના પાડે છે. માટે તમો મારી સાથે ચાલો. વીંટી જોશો કે તે ભલી માતૃભકત અને પિતૃભક્ત તેજબા જરૂર આપની સાથે આવશે, માટે જાઓ અને આપનું કામ પાર પાડો."

રે ! સ્વાર્થ ! તારૂં સામ્રાજય અખંડ હો ! જ્યાં સુધી તારા ભોગીઓ પડયા છે ત્યાં સુધી જરૂર તારૂં સામ્રાજય અખંડ રહેવાનુંજ ! સ્વાર્થ લંપટ તે જગાએ કેવળ મોજશોખને આધીન થઇ પોતાની માતૃભક્ત પુત્રિને ભયંકર સિતમના સકંજામાં સપડાવી !

ચંદ્રસિંહ છુપા વેશે ત્યાં ગયો અને ભલાઇથી એ ભરપુર લાલબા મહેંદ્રનાથે દગા વિષે ચેતાવી છતાં "ધર્મનો જય છે" એ સૂત્ર યાદ કરી તેની સાથે ચાલી !

ઓ ! ભોળી લાલબા ! આ તારા પિતાના દુઃખે દુઃખી થાય તે પૈકીનો સેવક નથી આ તો તારા પિતાનો ભક્ષક છે. તું કયાં એની સાથે ચાલી ?

ચંદ્રસિંહ એને ભયંકર જંગલ તરફ લઇ જતો હતો. લાલબાને પોતાની માતૃભૂમિ તેમજ મેવાડ રક્ષક વૃક્ષો પોતાની સંજ્ઞાથી પેલા ક્રૂર ચંદ્રસિંહ સાથે નહિ જવા સંકેત કરતા હતા પરંતુ રે પ્રારબ્ધ ! લાલબા નહિ સમજી. સઘળાં સજળ નયને જોઇ રહ્યાં. મરુભૂમિને ગુલામીમાંથી મુકત કરવામાં આબાદ ફાળો આપનાર એ પર્વતોની કરોડોએ પણ લાલબાને સહાય ન કીધી ! બિચારી ભોળી બાળા ક્રૂર ચંદ્રસિંહના હાથમાં સપડાઇ !

મોગલોની મુગલાઇ વખતે આવી કેટલીએ બાળા ઉપર કેર વર્તતો હશે. એનો વાંચક બંધુએ સ્હેજ વિચાર કરી લેવાનો છે. રાજપુતોજ પોતાની રાજપુતવટ વિસરી આવા વિષ્યાંધ કામો કરવા લાગ્યા; તો એ વખતે મોગલો કેટલા અંશે વિષયાંધ બન્યા હશે! ગરીબ બિચારી નિર્દોષ બાળાઓને પ્રભુ સ્હાય કરો! અને એ ક્રૂરોની ક્રૂરતામાંથી ઉગારો! એજ અંતિમ પ્રાર્થના!

## પ્રકરણ ૮ મું.

### નિરાશામાં આશા અને પાપીનું મરાવું!

સમસ્ત ગાંગાણીનું જંગલ યવનોથી ભરપૂર છે. એક પણ માણસને તેઓ પૂરી તપાસ કર્યા સિવાય જંગલમાં જવા દેતા નથી. આવા વખતમાં એ જંગલથી કેટલેક દૂર કેટલાક માણસો કાંઇક વિચાર કરી રહ્યા છે. છેવટે તેઓએ એક ખાટલી બનાવી અને તેમાં એક વીર-જુવાનને સુવાડી સોડ બાંધી "રામ બોલો ભાઈ રામ"ના ગેબી અવાજથી આગળ ચાલ્યા.

મોગલોના પહેરા નજદીક આવી પહોંચ્યા. જતા મુડદાંને તેઓએ અટકાવી કદાચ ખાવાનું તો નથી લઇ જતા એ વ્હેમથી મુડદાં પરથી સોડ ખોલાવી જોયું તો

અંદર ખરેખર મુડદુંજ દેખાયું. દુર્ગાદાસ માટે ખાવાનું નથી લેઇ જતા આવી પાકી ખાત્રી કર્યા પછી તે ડાકુ-ઓને આગળ જવા હુકમ કર્યો.

આવી કેટલીઓ ચોકી સુકાવતા પેલા માણસો આગળ ચાલ્યા.

મેવાડભૂમિ જનશૂન્ય સ્મશાન સમી ભાસે છે. શ્વાન-શિઆળવાઓ પોકે-પોક મૂકી રૂવે છે. જે મરુ-ભૂમિ વીર મેવાડીઓના કલ્લોલથી છલમલ થતી તેજ મેવાડ આજે યવનોથી ભરપૂર છે. જે વીર સમસ્ત પાદ શાહની પાદશાહતનો નાશ કરવાની પ્રતિજ્ઞાથી ભરપૂર છે, જે વીરના મૂઠી જેટલાં માણસોથી મોગલદળ કંપે છે. જેના નામથી શત્રુઓનાં હાજાં ગગડી જાય છે, જેના ભાલાનો ઘા ઝીલવાની કોઈની તાકાત નથી, જેની સેહ-માં માતૃભૂમિને માટે આગ સદાને માટે ધગધગે છે, અને એ ધગધગતા અગ્નિના બળે મૂઠ્ઠીભર ભીલો સાથે જે હજારો મોગલોનો કચ્ચર ઘાણ વાળી રહ્યો હતો. તેજ રાજપુત નરકેશરી વીરદુર્ગાદાસ આજે તેજહીન—હતાશ થઇ લૂણી નદીની કરોડોમાં આમતેમ શિઆળવાંની માફક સંતાય છે......લપાય છે.

ઘણો વખત થઈ ગયા છતાં કોઇની પણ મદદ ન આવવાથી એ વીર પ્રતાપીની સર્વ આશા ભષ્મિભૂત થવા લાગી. તે નિરાશાના વિચારોથી તરબોળ થઇ ગયો. તેની આંખમાંથી ચોધાર અશ્રુપ્રવાહ વહેવા લાગ્યો.

પરંતુ સબૂર! એટલામાંજ તેના કર્ણમાં "શાંત

બોલો ભાઈ રામ"ના પ્રચંડ અવાજો સંભળાવા લાગ્યા. બહાર નીકળી જુએ છે. તો છતી આંખે મોગલોને આંધળા બનાવી વીર રાજપુતો નિરાશ થએલા સિંહને સતેજ કરવા આવી પહોંચેલા જણાયા.

અહા ! શો આનંદ ! વીરની રગેરગમાં ભરાયલાં નિરાશાના અંકુરો નષ્ટ થઇ ગયાં. આંખો સતેજ બની. સમસ્ત શરીરમાં શૌર્યનો અગ્નિ ઝઝુમી ઉઠયો.

જે વીર યુવક ખાટલીમાં મુડદાંની માફક બંધાઇને આવ્યો તેનું નામ ગંભિરસિંહ છે. જેનાં સમસ્ત અંગમાં માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ અહોનિશ રગેરગમાં વહ્યા કરે છે. વીર દુર્ગાદાસે મરુભૂમિને સ્વતંત્ર કરવાની પ્રતિજ્ઞા લીધી એમ જ્યારે એણે જાણ્યું કે તુરતજ પોતાની માતૃભૂમિને માટે ફકીરી ધારણ કરી માતા પિતાની આજ્ઞા લીધા સિવાયજ વીરની શોધમાં એ નીકળી પડયો હતો.

વિજયસિંહના શૂરા પુત્ર માનસિંહે પોતાના સૈન્યની ત્રણ ટુકડી પાડીને પ્રથમ જે રવાના કરી હતી તે પહેલી ટુકડીને આ વીર મળ્યો તથા આ યુક્તિ બતાવી અંદર લાવ્યો, અને ખરા અણીનાં વખતે વીરને મદદ કીધી. ધન્ય છે એવા જન્મભૂમિ વત્સલ વીરોને ! હાલ પણ એવા વીરોની ભારતદેશ એકી મીટે રાહ જુએ છે !

વખત શા માટે ગુમાવવો ? આમ કહી વીર દુર્ગાદાસ સઘળાં માણસો સાથે રાત્રે જે બાજુ ઘણુંજ ભયાનક જંગલ હતું અને જ્યાં મોગલોની ચોકી ઓછી હતી

તે રસ્તે વીરે વિદાય લીધી. તે ચોકીના સર્વ માણસોને ઠેર કરી શૂરોસિંહ મેદાનમાં આવ્યો. સર્વ ગુપચુપ ચાલ્યા જાય છે એવામાં કોઈ નિર્દોષ બાળાની કારમી કિકીઆરી સંભળાઇ!

પોતાની માતૃભુમિનાં દુઃખને માટે પ્રાણાર્પણ કરવાને માટે કટીબદ્ધ થએલા એ વીરે તુરત સહાયનો રસ્તો લીધો. ત્યાં જઇ જુએ છે તો એક નિચ્ચ પાપાત્મા કોઇ યુવાન ક્ષત્રાણીને પોતાના પંજામાં સપડાવી તેનું શિયળ ભંગ કરવા ક્રુરતા દાખવતો હતો. વીરથી આ જોઇ ન શકાયું. તુરતજ તેણે પોકાર કર્યો "ઓ ઘાતકી! તું આ નિર્દોષ અબળા ઉપર શા માટે સિતમ ગુજારે છે? તને ભાન નથી કે પ્રભુને તારે એનો જવાબ આપવો પડશે! તને શિક્ષા કરવાજ મને અત્યારે છૂટો કર્યો છે. માટે તૈયાર થા" આમ કહી એક ઘાને બે કડકા! પાપી મરાયો. અને નિર્દોષ બાળા પોતાના પ્રાણદાતાને પ્રણામ કરી જુએ છે તો તેનાથી બોલાઇ ગયું "કોણ ભાઇ ગંભિરસિંહ?"

ગંભિરસિંહ—હા બેન લાલબા! તું અહિં કયાંથી ને આ પાપી કોણ?

લાલબાએ સર્વ વાત જણાવી. દુર્ગાદાસને પોતાના શત્રુને મરાયાથી અનહદ આનંદ થયો. કહેવાની આવશ્યકતા નથી કે જે પાપીને મારી ગંભીરસિંહે લાલબાનું શિયળ ભંગ થતું અટકાવ્યું તે નિચ્ચ સ્વાર્થી ચંદ્રસિંહજ હતો. કે જે તેજબાની કપટજાળથી ભોળી લાલબાને મહેંદ્રનાથનાં મઠમાંથી ફોસલાવી અત્રે લઇ આવ્યો હતો.

નિરાશ દુર્ગાદાસ હવે પૂર્ણ આશામયી બન્યો. અને તેમાં છુટતાંની સાથેજ એક દુશ્મનને માર્યાની વાતથી તો તે ઘણોજ આશામયી બન્યો. પ્રભુ સર્વ જુએ છે. પાપીને દંડ કરે છે અને ધર્મીને સહાય કરે છે.

પોતાના સરદાર વિજયસિંહનીજ પુત્રિ લાલબાનો છુટકો થએલો જોઇ સર્વ આનંદથી ગરકાઉ બની આગળ ચાલ્યા.



## પ્રકરણ ૯ મું.



### છુટેલા સિંહની શૂરતા અને વિજયસિંહનો છુટકારો.



પાછળ જણાવ્યા પ્રમાણે ચંદ્રસિંહપુરીહારને મારી વીર દુર્ગાદાસે લાલબાને છોડી. પછી લાલબા પણ પુરુષ વેશ ધારણ કરી સશસ્ત્ર બની કોઇ વીર યોદ્ધાની માફક સર્વ સાથે ચાલી કેટલેક ગયા પછી એક ખીણ આવી જેની એક બાજુ એક પાણીનો અસ્ખલિત પ્રવાહ વહ્યા કરતો હતો. આ જોઈ સર્વ ત્યાં આરામ લેવા થોભ્યા.

કેટલાક વખત બાદ દૂરથી ઘોડાની પડઘીઓનો અવાજ થતો સંભળાવા લાગ્યો. આ જોઈ સર્વ સૈનિકો

સજ્જ થઈ ગયા. મુઠ્ઠીભર માણુસો છતાં "મરવું કે મારવું"નો વિચાર કરી આવતા અવાજ સામે ચાલ્યા.

પણ સબૂર! આતો દુશ્મન નથી પણ મિત્ર છે! સર્વ લઢવાને બદલે પ્રેમથી ભેટ્યા.

માનસિંહ વીર દુર્ગાદાસે મોકલેલા કરણસિંહની સાથે પોતાના કાકાને ત્યાં આવ્યો. અને તેને સર્વ વાત જણાવી. પરંતુ નિરાશ! તેનો કાકો ક્ષત્રિયતારહિત જણાયો. તેણે પોતાની જાગીરી જતી રહેવાનો ભય બતલાવ્યો રે! સ્વાર્થ!

પણ એથી સિંહનો બચ્ચો માનસિંહ નિરાશ ન થયો. તેણે સર્વ વાત કરતાં દુર્ગાદાસે કેટલો ઉપકાર કર્યો છે, તેમજ અમને નવું જીવતદાન આપનાર એજ વીર છે, વગેરે સારી રીતે સમજાવ્યું ત્યારે તેણે પોતાની પાસેના ૨૫–૩૦ માણુસો માનસિંહને સોંપ્યા.

આટલી તુચ્છ મદદ પણ જો ખરા અણીના વખતે દુર્ગાદાસને માટે તો કરોડો ઘણી સારી છે. એમ વિચારી સર્વ મદદે ચાલ્યા એઓ આ ખીણ નજદીક આવી વીરને મળ્યા.

રૂપસિંહ સરદાર કે જે ગંભિરસિંહ જે ટુકડીમાં આવ્યો તે ટુકડીનો સરદાર હતો તેણે દુર્ગાદાસને આ વીર માનસિંહની ઓળખાણ કરાવી. આ જોઇ વીરદુર્ગાદાસ તેને સાચા અંતઃકરણથી ભેટ્યો.

માનસિંહે સર્વ વાત થઈ રહયા પછી જણાવ્યું કે "સૂર્યાસ્ત પછી આજેજ આપણે રોહીતગઢ ઉપર

ઓચિંતિ ચઢાઇ કરવી જોઇએ, કારણ રોહીતગઢ મજબુત છે. એટલે આ સિવાય મારા પિતા વિજયસિંહને આપણે કેદ મૂકત કરી શકીશું નહિ. તેમજ જો આપણે એ ગઢ જીત્યો તો પછી બીજા કેટલાઓ રાઠોડો આપણો વિજય જોઇ સહાય કરશે અને એ સહાયથી આપણે આપણી માતૃભૂમિને ગુલામીમાંથી મૂકત કરીશું.'

વીર દુર્ગાદાસે માનસિંહનું આ ભાષણ ખુબ ઉત્સાહથી સાંભળ્યું અને બોલ્યો "જે ભૂમિમાં આવા બાળ યુવાનો પણ આટલા વિચારશિલ હોઇ માતૃભૂમિને માટે મરીફીટવા તૈયાર છે, તે ભૂમિનો ઉધ્ધાર ન થાય એ અશકય છે. ચાલો, મારા વ્હાલા સહાયકો ચાલો. આપણે સત્વર વિજય પ્રાપ્ત કરી વિજયસિંહને કેદ મૂકત કરી મોગલોને બતલાવી આપીએ કે મરુભૂમિ હવે બાયલી રહી નથી. તે પોતાના સિધ્ધાંત ઉપર પ્રાણ ઓવારી નાંખવા તૈયાર છે."

સર્વ ચાલ્યા. રોહીતગઢ નજદીક એક ખીણમાં સર્વેએ પડાવ નાંખ્યો. ચઢાઇ કરવાને હજી ઘણો વખત હતો એથી વીર દુર્ગાદાસે સર્વને થાકેલા હોવાથી આરામ લેવાની રજા આપી. સર્વ આરામ લેવા પોઢયા. પરંતુ વીર તો આજે કેવી રીતે હુમલો કરી મોગલોનો કચ્ચરઘાણ વાળવો એજ વિચારમાં મશગુલ હતો. ઘણો વખત ગયા પછી તે ગઢ તરફ જોવા ચાલ્યો તો તેને સામે ગંભિરસિંહ આવતો જણાયો.

દુર્ગાદાસે પૂછયું કોણ ગંભિરસિંહ ? જવાબ મળ્યો હા. ભાઇ હું ગંભિરસિંહજ છું.

વાત પૂછતા જણાયું કે એને નિંદ્રા ન આવવાથી એ ગઢના એક ભાંગેલા રસ્તા ઉપર થઇ ગઢની અંદર જઇ સર્વ રચના નજરે જોઇ આવ્યો. તેમાં કઇ તરફથી અંદર જવું, કયાં જઇ જાહેર થવું, વિજયસિંહ કયાં કેદમાં છે, મોગલો કેવી સ્થિતિમાં છે, વગેરે સર્વ જોઇ આવ્યાનું કહ્યું.

આ સાહસ જોઇ વીરનું સમસ્ત શરીર શૌર્યથી કંપી ઉઠયું પરંતુ છેવટે જણાવ્યું "ગંભિરસિંહ" તેં આ ઘણું મોટું સાહસ ખેડયું. વગર વિચારે આવું ભયંકર કામ મારી રજા સિવાય હવે તું કરીશ નહિ. જો તું કદાચ પકડાઇ જતે તો મોગલો આપણી સર્વ છૂપી તૈયારી કળી જાત અને આપણી સર્વ આશા હવામાં ઉડી જાત. પરંતુ તારામાં આટલી શૂરતા નિહાળી હું તને ધન્યવાદ આપ્યા સિવાય રહી શકતો નથી."

વાતચિત પૂરી થયા પછી સર્વને જગાડયા. અને ગંભિરસિંહના કહ્યા મુજબ સમસ્ત સૈન્ય દરવાજા આગળ રાખી ઉઘડતા દરવાજેજ અંદર પેસી જવાની આજ્ઞા કરી પાંચ વીરો તે ગઢની ભાંગેલી જગ્યા તરફ ગયા.

સર્વ અંદર ગયા. તરતજ દરવાજો ખોલી કાઢયો. સર્વ રાજપુત વીર યોધ્ધાઓ "હરહર મહાદેવ"ની પ્રચંડ મેઘગર્જનાથી અંદર ધુસ્યા. મોગલો સાવધાન થઇ સામા થયા. ભયંકર યુધ્ધ શરૂ થઇ ગયું.

મોગલોની હારતી બાજી જોઈ સર્વ નાશભાગ કરવા લાગ્યા એવામાં તેમનો સરદાર ઇનાયતખાન જખમી થયો. જોઇ બાકીના કેટલાંક મોગલો પોતાનાં સરદારને લઈ નાશવા લાગ્યાં. વીર દુર્ગાદાસે સમય કળી જઇ ઇનાયતખાનને જીવતો જવા દિધો. રાજપુતોની જીત થઇ. સર્વ શૂરા રાજપુત સૈનિકો "હરહર મહાદેવ" "અંબે માતકી જય" વગેરે જયઘોષ ગજાવતા દરબાર ગઢમાં દાખલ થયા. અને મોગલ વાવટાનો નાશ કરી રાઠોડી ફરકાવતો કરી દીધો.

પછી વિજયસિંહને કેદ મુકત કરી. ઉભય જીગરજાન મિત્રો ખુબ હેતથી ભેટયા. પોતાનો સરદાર રૂપસિંહ યોગ્ય સમયે મદદ લઇ આવ્યાથી વિજયસિંહનો દુર્ગાદાસે ઉપકાર માન્યો. એનો ઉત્તર વિજયસિંહે પણ એવોજ આપ્યો.

કેટલાક વખત પછી માનસિંહ અને પુરુષવેશમાં લાલબા ઉભય પોતાના પિતાને આવી ભેટયા. પોતાના પુત્રોને પાછા મળેલા જોઈ વિજયસિંહે ઇશ્વરનો ઉપકાર માન્યો.

પછી માનસિંહે પોતે કેવી રીતે મદદ મેળવી, રૂપસિંહ સરદારે કેવી રીતે મદદ કરી, લાલબાની કેવી રીતે આવી સ્થિતિ થઇ વગેરે સર્વ વાત કરી બધાં પોતપોતાને કામે વળગ્યાં.



# પ્રકરણ ૧૦ મું.



## વિષયાંધ તેજબા અને વીર દુર્ગાદાસની કસોટી !

---

રોહીતગઢ ઉપર રાઠોડી વાવટો પૂરા તેજથી ફરકી રહ્યો છે. આખા ગઢમાં સ્વતંત્રતાના બ્યુગલો વાગી રહ્યા છે. પ્રજા વર્ગ વીર દુર્ગાદાસ ઉપર આશીર્વાદ વર્ષાવી પ્રભુને પ્રાથના કરે છે કે માતૃભકત વીર દુર્ગાદાસને દિર્ઘાયુષ કરો અને મરુભૂમિ સ્વતંત્ર કરવાની એમને તાકાત આપો. તેમજ સઘળા રાજપુતોને સદ્બુધ્ધિ આપો કે તેઓ સંપીને જલદી વીરની પ્રતિજ્ઞા પૂર્ણ કરવા સહાય કરે.”

વિક્રમસિંહ નાયક એક રાઠોડ રોહીતગઢ નજદીક થઈ પોતાની જાગીરીની ખંડણી ઉઘરાવવા જતો હતો. તેણે રોહીતગઢ ઉપર રાઠોડી વાવટો ફરકતો દીઠો. રાઠોડ માતૃપ્રેમી હોઈ શૂરવીર હતો. એ વીર રાઠોડની આંખમાંથી શોર્યાશ્રુ વહ્યાં. શરીર પણ શૌર્યથી કંપી ઉઠયું. તપાસ કરતાં જણાયું કે વીરદુર્ગાદાસે ઇનાયતખાનને હરાવી રોહીતગઢનો કિલ્લો સ્વતંત્ર કરી વિજયસિંહ રાઠોડને કેદ મુકત કર્યો છે. આ બીના સાંભળીને તેનાથી રહેવાયું નહિ. તેનો માતૃભૂમિ પ્રત્યેનો પ્રેમ ઝઝુમી ઉઠયો. ખંડણી ઉઘરાવવાની મૂકી દઈ તે ગઢમાં આવી વીરને પૂર્ણ પ્રેમથી ભેટયો. અને પોતાનું એક હજાર

સૈન્ય વીર દુર્ગાદાસના ચરણમાં સોંપી કહ્યું " પૂજ્ય રાઠોડ ! મારી માતૃભૂમિને ગુલામી રૂપી ભયંકર આગમાંથી સળગતી ઉગારી સ્વતંત્ર કરવા મારૂં આ સૈન્ય આપને હું અર્પણ કરૂં છું. એટલુંજ નહિ પણ મારામાં પ્રાણ હશે ત્યાં સુધી આપની મદદે આ સેવક રહેવા બંધાય છે. આશા છે કે મારી તુચ્છ ભેટ આપ જરૂર સ્વીકારી ઉપકૃત કરશો. "

રોહીતગઢ જીતી આશામયી બનેલા વીર દુર્ગાદાસના રોમાંચ ખડાં થઈ ગયાં. તેની આંખ પ્રેમથી વીહુવળ અને શૌર્યથી સતેજ થઈ ગઇ. તે ઉઠયો અને પોતાના સહાયક મિત્રને પ્રેમથી ભેટયો. આ અપૂર્વ સહાય મળવાથી વીર દુર્ગાદાસના તુરંગો આશાનાં ઉમળકાથી તરબોળ બની ભાવી રચના રચવા લાગ્યા.

તેણે સર્વ વાતચીત થઇ રહ્યા પછી કહ્યું " સહાયક મિત્ર! ઇનાયતખાન નાશી છુટયો છે તે જલદી જોધપૂર જઇ મોટું સૈન્ય લઇ અત્રે સત્વર આવી પહોંચશે માટે તે પહેલાં આપણે જોધપૂર ઉપર ઓચિંતિ ચઢાઇ કરી તે તાબે કરવું જોઇએ. "

આ વિચારને વિક્રમસિંહે તેમજ વિજયસિંહે પૂરતી આપી. આ વાટાઘાટ થતી હતી એટલામાં તો કેટલાઓ રાઠોડો પોતાની શકિત અનુસાર સૈન્ય લઇ મરુભૂમિને સ્વતંત્ર કરવાની હામ ભિડનાર દુર્ગાદાસની મદદે આવ્યું. રોહીતગઢની જીતથી એ રાઠોડોને આશા આવી કે વીર દુર્ગાદાસ કોઈ દૈવી શકિત ધરાવે છે અને

એનાથી જરૂર મરુભૂમિ સ્વતંત્ર થશેજ થશે. મદદ પર મદદ આવતી જોઈ સર્વ ઘણુંજ હર્ષિત તેમજ શૌર્યમયી બનવા લાગ્યા.

પરંતુ રે! દૈવ! આ બધી શૂરાતનની ઘોષના માત્રતેજ રહીત તેજબાને કારી ઘા જેવી લાગી. કારણ કે તે એક તો મોજશોખ ભોગવવાની માનસિકવૃત્તિ વાળી હોઈ દુર્ગાદાસના યુવાન શૌર્યમયી દેવ જેવી મૂર્તિ તરફ આકર્ષાઇ હતી. તેને દુર્ગાદાસ પોતાની નજર આગળથી દૂર થાય એ ન રૂચ્યું. પોતાનો સ્વાર્થ સાધવા અજબ ચારિત્ર્ય કરનારી સ્ત્રીઓની માફક તેજબાએ સ્ત્રી ચરિત્ર કરવા માંડ્યું.

વિજયસિંહ પાસે જઇ તે રોતી રોતી કહેવા લાગી "સ્વામી! શું દુર્ગાદાસ આપણને મૂકી જોધપૂર જશે? પછી આપણને કોણ સંભાળશે? શું મોગલો પાછા આવશે અને આપણે ફરી તેને સ્વાધેન થઇશુ?" એમ તેણે આબાદ સ્ત્રીચરિત્ર લગાવ્યું.

આ રોવાનો અવાજ સાંભળી વીરદુર્ગાદાસ ત્યાં આવ્યો અને પૂછ્યું તો તેજબાએ કહ્યુ 'જો તમો ખરે ખર જવાનાજ હો તો પ્રથમ મને મારા પિયર મંડોર મૂકી આવો અને પછી સુખેથી જજો."

કેવળ માતૃભૂમિના ઉદ્ધારના કાર્યમાંજ તરબોળ થએલા એ વીરને તેજબાનું આ કહેવું અને રડવું સાચું લાગ્યું. તેણે એમ કરવા વચન આપ્યું. આ બીના બન્યા પછી તેજબા ત્યાંથી ગઇ અને મંડોર જઇ વીરદુર્ગાદાસની

પ્રીતિ કેવી રીતે સંપાદન કરવી તેના મહાન વિચારમાં મશગુલ બની, ખરે ! ક્ષત્રાણિ પણ આવી લંપટ હોય ખરી કે ?

બીજે દિવસે વીરદુર્ગાસ મંડોર ગયો. તેજબાને તો પોતાનું કાર્ય સિધ્ધ કરવું હતું એટલે તે દિવસે વીરને ત્યાં ઘણાજ કાલાવાલા કરીને પણ રાખ્યો.

સાયંકાળનો સમય હતો. સૂર્યદેવતા પોતાની સોળે કળા મંદ પાડી અસ્ત થઇ ગયા હતા. પશુ પક્ષીઓ પોતાના ઘર તરફ ચાલ્યા જતા હતા. એવે સમયે વીર-દુર્ગાદાસ મંડોરના એ મકાનની અગાશીમાં બેઠો બેઠો જોધપૂરની ચઢાઇ વિષે વિચાર કર્યા કરતો હતો. આ લાગ જોઈ વિષયાંધ તેજબા ત્યાં આવી. બે યુવાન સ્ત્રી પુરુષોએ આવા એકાંતમાં ઉભા નજ રહેવું જોઇએ આ વિચારથી દુર્ગાદાસ ઉઠતા હતા એવામાં તેજબા પોતાના સ્વાર્થમાં સર્વ ધર્મ ભૂલી જઈ કેવળ વિષયને આધિન થઇ કપટ રચી બોલી:—

“ વીર ! રાજબા નામની એક સુંદર અને યુવાન સ્ત્રીએ પેલા હવડ કુવામાં પડી આપઘાત કર્યો હતો. ”

દુર્ગાદાસ—શા માટે ?

તેજબા—તેનો એક વીર યુવક ઉપર પ્રેમ હતો છતાં તેણે બીજી સ્ત્રી સાથે લગ્ન કર્યું એથી !

દુર્ગાદાસ—ગરીબ બિચારી અબળા !

તેજબા—તમો એ જગ્યાએ હો તો તે યુવતિને આપઘાત કરવા દેત કે નહિ?

દુર્ગાદાસ આ સાંભળી ચોંકયો. તેજબાની દ્રષ્ટિમાં કટાક્ષ તેમજ તેના વર્તનનાં હાવભાવ નિહાળી તેની બુદ્ધિ એ કળી ગયો. અને વાત ઉડાવી ચાલવા લાગ્યો.

ગાંગાણીના જંગલમાંથી છૂટી રોહીતગઢને જીતી દુર્ગાદાસ ત્યાં રહ્યો હતો ત્યારે પણ એક વખત આવો બનાવ બનેલો ત્યારથી દુર્ગાદાસ પોતાના મિત્રને આવી લંપટ સ્ત્રી મળેલી જોઇ દિલગીર થઇ તેજબાને સમજાવી વાત ઉડાવી દીધી હતી. એથી આ વખતે તેજબાની ધીરજ ખુટી ગઇ હતી. આ વખતે તો પોતાનું કાર્ય સાધવુંજ એવો એનો પાકો વિચાર હતો.

દુર્ગાદાસને ચાલ્યો જતો જોઇ તેજબાની આશા તદ્દન મૃત્યુવશ થવા લાગી. તેની ધીરજ ખૂટી ગઇ અને તે અબળા છતાં અજબ હિંમત વાપરી ચાલ્યા જતા દુર્ગાદાસની કોટે વળગી પડી અને ચોધાર આસુંએ રોવા લાગી.

હજારો યવનોનો કચ્ચરઘાણ વાળવાથી પણ જેનું હૃદય અચળ હિંમત ધરાવતું હતું એ વીરનું હૃદય આ અબળાનું કરૂણ રૂદન સાંભળી નાહિંમત થઇ ગળગળીત થઇ ગયું. પરંતુ શું એક ઉચ્ચ રાજપુત કુળની કીર્તિને એબ લગાડનારૂં દુષ્ટકર્મ થાય? ના, ના. પ્રાણ જાય તો પણ પોતાનો ધર્મ સાચવાની એનામાં તાકાત હતી.

તે ગળે વળગેલી તેજબાને સ્વસ્થ કરી તેને આશ્વાશન આપવા લાગ્યો. લગભગ કેટલોક વખત સમજાવ્યા બાદ તેજબા શાન્ત રહી. અને જાણે પસ્તાવો કરતી હોય એવી જણાઈ.

ધન્ય છે! આવા નિષ્કામ-સ્વાર્થ ત્યાગી-વીર કેશરીઓને કે જે આવી ભયંકર કસોટીની પરીક્ષામાંથી પણ પૂરા ગુણ મેળવી પસાર થાય છે! ભારત મૈયા! તારા આવા અભય પુત્રોથી ભરપૂર તારૂં ગૌરવ અચળ અને અમર છે! પ્રભો હાલ પણ સર્વને એવી સદ્બુધ્ધિ આપો!



## પ્રકરણ ૧૧ મું.



### ગુલામીની પરાકાષ્ટા અને અઢાર રાઠોડોના ખુન!



"કુંભારનું કુંભારડી આગળ ન ચાલે ત્યારે ગધેડાના કાન ચીમટે" એ કહેવત મુજબ આ મુગલાઈ દોરના જમાનામાં સરદાર ઈનાયતખાને કર્યું, ધિક્કાર છે! એવા પાપાત્માઓને કે જે સ્હેજ પણ ધર્મ તરફ જોતા નથી અને કેવળ પોતાની સત્તાના મદમાં છકી જઇ મરજી મુજબ પાપકર્મો કરી શૂરાતન બતાવે છે.

મરુભૂમિ ગુલામીની પાશમાં જકડાએલી હતી. તાકાત નથી એક પણ મરુભૂમિના સાચા સેવકની કે મોગલો સામે એક આંગળી પણ ઉંચી કરી શકે! જ્યાં સારા મારવાડની આ સ્થિતિ ત્યાં માતૃભૂમિનું કરૂણ રૂદન કોણ સાંભળે? ક્યાંથી સંભળાય! એ નિર્દય પાશવ સત્તાના કાળા કેરથી સર્વ પોતપોતાને એ કેરમાંથી બચવાનાજ ઉપાયો શોધતું હતું. કેટલાઓ શૂરવીર રાઠોડોએ માતૃભૂમિની આ હદપાર ગુલામીને પીછાણવા છતાં મોગલ સલ્તનતની સામા થવું એ આભના તારા ગણવા સમાન લાવાથી નિરુપાયે બેસી રહેતા. ટુંકમાં સમસ્ત મારવાડમાં મોગલોનો મુગલાઇ દોર પૂર જોશથી ચાલી રહ્યો હતો. મુસલમાનો ધ્યાનમાં આવે તે અત્યાચાર કરવા સ્વતંત્ર હતા. ક્ષત્રાણિનું શિયળ ભંગ થાય, હિન્દુ દેવળ તોડી તે પત્થરની મસ્જીદો બંધાય, હિન્દુઓને જાલીમો જુલ્મો વાપરીને પણ મુસલમાન કરી ધર્મ ભ્રષ્ટ કરે વિગેરે અસંખ્ય અત્યાચારો દેશમાં ચાલી રહ્યા હતા આવા અનેક બનાવોથી મરુભૂમ દિવસે દિવસે પાયમાલ થતી જતી હતી.

પણ આ શું? કોઈ શૂરીલો સિંહ જાગ્યો જણાય છે. એણે સમસ્ત પાદશાહતને તોડી પાડી પોતાનો દેશ સ્વતંત્ર કરવાની પ્રતિજ્ઞા લીધી છે. આ જોઈ રાખ નીચે દબાઇ રહેલા અંગારા જેવા કેટલાઓ રાઠોડો એ શૂરા સિંહની સહાય કરી મરી ફીટવા તૈયાર થયા છે.

વીરદુર્ગાદાસની પતિજ્ઞા તેમજ રોહીતગઢની જીતની

વાત પવન વેગે પ્રસરી ગઇ. જેમ વાત જાય તેમ વીર રાઠોડો પોતાની શક્તિ અનુસાર માલ મોકલતા ગયા. આ રીતે મરુભૂમિની ગુલામી નષ્ટ થવાના બુલંદ અવાજો સંભળાવા લાગ્યા.

વીરદુર્ગાદાસ લંપટ તેજબાને સમજાવી નીચે આવ્યો તો જણાયું કે રૂપગઢથી ગુલાબસિંહ નામક એક સરદાર કાંઇ સમાચાર લાવ્યો છે. તેની પાસે દુર્ગાદાસે જઇ સમાચાર સંભળાવવાનું કહેતાં તે વીર બોલ્યો:—

"શું કહું ? વીર તમારી મદદની જરૂર છે. અત્રેથી તમે ઈનાયતખાન સરદારને હરાવી કાઢયો. તે રૂપગઢમાં આવી એ એબ છુપાવવા ગયો પરંતુ નિરાશ ! તેની એ હાર સર્વ જાણી ગયા. રાજપુતો પૂર આનંદના બહારમાં તમારા સસરા ન્હારસિંહને ધન્યવાદ આપવા લાગ્યા. આ સર્વ બીના પેલો ખૂની સરદાર ન જોઈ શકયો. તેણે બીજેજ દિવસે બધા રાઠોડોને પોતાના દરબારમાં બોલાવ્યા. મારા વતી મારા પિતા ગયા હતા. એટલે હું શું કરે છે એ જોવા બહાર ઉભો રહ્યો. થોડી વાર પછી આપના સસરા ન્હારસિંહ ઠાકોર સાથે સર્વને "તમો દુર્ગાદાસના રાજદ્રોહને મળતા છો" એમ કહી કેદ કરવા સૂચવ્યું. આપના સસરા બહાદુરીથી સામા થયા. આ જોઇ આપ પ્રતિ વે'ર તેણે ત્યાં વાળ્યું અને એ અઢાર રાઠોડોના ખૂન કર્યા. અને બાકીનાને કેદ કર્યા."

આ ગુલામીની પરાકાષ્ટા મારાથી જોઇ ન શકાય પરંતુ શું કરું ? જ્યાં કઝન બંધી રાઠોડોના છરેઓક

ખૂન થાય એટલી બધી ગુલામી! ત્યાં હું એક શું કરૂં? આ બધું જોઇ હું સત્વર રોહીતગઢ આપની મદદ લેવા આવ્યો પરંતુ નિરાશ! આપ ત્યાં ન હતા. મારી ભૂલ થઇ હોય તો ક્ષમા કરશો પરંતુ મેં વિચાર્યું કે અત્રેથી પાછા રોહીતગઢ જવું અને પછી સૈન્ય લઇ રૂપગઢ જવાથી ઘણો વખત નકામો વહી જશે એટલે તમારૂં સૈન્ય રૂપસિંહ સરદાર સાથે હું અત્રે લાવવાનું કહી આવ્યો છું. તે સૈન્ય દરવાજા બહાર આવી પહોંચ્યું હશે" આમ કહી વીરના જવાબની રાહ જોતો ગુલાબસિંહ બેઠો.

ક્ષમા તો શું પરંતુ આ અગમચેતીને માટે ધન્ય વાદ આપી દુર્ગાદાસ સર્વ સાથે તુરત રૂપગઢ તરફ ચાલ્યો. શહેરમાં પેઠા તો સર્વ શાન્ત હતું. નથી ગામમાં કલ્લોલ કે નથી પશુ પક્ષીઓનો મધૂર ધ્વનિ! એની જગ્યાએ કેટલેક ઠેકાણેથી કરૂણ રૂદનના સ્વરો સંભળાવા લાગ્યા. આ દ્રશ્ય નિહાળી વીરની છાતી ભેદાઇ ગઇ અને તરત ઇનાયતખાનના દરબાર આગળ તેઓ જઇ પહોંચ્યા.

આ સમયે ગઢમાં સર્વ મોગલો દારૂ પી ગુલતાન બન્યા છે. સામે કોઇ અચ્છી નાજની નાચ કરી રહી છે. વચમાં બધા હસે છે. ફરી પાછા "શાબાશ, શાબાશ" "ચલનેદો" "ચલનેદો" ના બે શૂરા અવાજો સંભળાય છે. દુર્ગાદાસ સર્વ સૈનિકોને બહાર ઉભા રાખી સમય આવે આવવાનું કહી. સોનિંગ અને દુર્ગાદાસ તે મકાનના છાપરા ઉપર ચઢયા અને ચારે બાજુથી ઘાસના પૂળા વડે તે મકાન સળગાવ્યું.

ઘડી ઉપર આનંદની લ્હેર તેમજ દારૂના નિશાથી ચકચુર બનેલા સર્વ મોગલોની આ દ્રશ્ય જોઇ દારૂની કેફ પણ ઉતરી ગઇ. સર્વ નાશ ભાગ કરવા લાગ્યા. બધા મકાનનો દરવાજો ખોલી નાશવા જતા હતા. બહાદુર ઠાકોરો એ સમયનીજ રાહ જોતા હતા. દરવાજો ખુલ્લો થયો કે "હર હર મહાદેવ"ની મેઘ ગર્જનાથી સર્વે અંદર ધસ્યા. વીરદુર્ગાસ મસ્તાન હાથીની પેઠે કતલ ચલાવવા લાગ્યો.

રાજપુત સિંહોનું શૂરાતન જોઈ ઈનાયતખાન વગેરે સર્વ મોગલો હેબતજ પામી ગયા. અને સર્વ હથિયાર મૂકી દઇ શરણે થયા. વીરનો વિજય થયો. રૂપ ગઢ પણ કબજે કીધું. એ વિજયઘોષની અમોલી ગર્જનાથી આજુબાજુના રાઠોડો પણ જાગૃત થયા! અને જુએ છે તો રૂપગઢપર રાઠોડી વાવટો ઉન્માદથી ફરકતો જણાયો. સર્વના મુખમાંથી એકજ ઉદ્ગાર ધન્ય માતૃભૂમિ! અને ધન્ય વીર દુર્ગાદાસ!

ગઢમાં પેસતાંજ ગંભિરસિંહને હાથ એક કાગળ આવ્યો હતો અને તેમાં કેદી રાઠોડોની યાદી હતી. નીચે શે'રો હતો કે "તપાસ કરી આ રાઠોડોને સજા કરવી"

ગંભિરસિંહ કેટલાક માણસો સાથે જેલખાના તરફ ગયો. ત્યાં તો જેલર તેની સામે કુંચીનો ઝુમખો બતાવી, હથિયાર મૂકી દઈ, બે હાથ જોડી બોલ્યો "બહાદુર દુર્ગાદાસ! આ ચાવી તમને સોંપી હું તમારે શરણે થાઉં છું. આશા છે કે આ સેવકને જીવતદાન આપશો"

આ સાંભળી ઉદાર ગંભિરસિંહ બોલ્યો "સરદાર! હું દુર્ગાદાસ નથી પણ તેનો એક સરદાર છું. મારા જેવા તો વીર દુર્ગાદાસ પાસે સેંકડો છે! આ હથિયાર મૂકી દીધેલાં જોઇ હું તમને મારા શિરતાજ દુર્ગાદાસના વતી જણાવું છું કે તમો તમારા હથિયાર પાછા લો અને આ ગઢમાંથી સહીસલામત ચાલ્યા જાઓ. મારા માલિકનું ફરમાન છે કે "શરણે આવેલાનું રક્ષણ કરવું" માટે જાઓ સુખેથી ચાલ્યા જાઓ.

મોગલ સરદાર—વાહ! વીર દુર્ગાદાસ પાસે જ્યારે તમારા જેવા વીર અને ઉદાર બાળયુવકો પણ સેંકડો છે તો જરૂર એનો વિજય પાસે છે જે હથિયાર આપે અમને પાછા આપી જીવનદાન આપ્યું છે તે હથિયાર મરુ-ભૂમિ સ્વતંત્ર થાય નહિ ત્યાં સુધી તમારી સામે આવશે નહિ એવી હું ખાત્રી આપું છું. એમ કહી પ્રેમની લાગણીથી ઉભરાયલાં એ સર્વ માણુસો ચાલ્યાં ગયાં.

કહેવાની જરૂર નથી કે સરદાર ગયો કે તરતજ યાદી પ્રમાણે સર્વ રાઠોડો ને ગંભિરસિંહે છૂટા કર્યાં. જેમાં પોતાનો પિતા કિશોરસિંહ પણ હતો. કિશોરસિંહ એના પુત્રને જોઇ સાનંદાશ્ચર્યથી વિચારવા લાગ્યો કે આ અત્રે ક્યાંથી તેને પૂછતાં જણાયું કે હું આપની રજા લીધા સિવાય વીર દુર્ગાદાસના સૈન્યમાં આવી રહ્યો હતો મને એ વીરે નાનાભાઇ તરીકે સ્વીકાર્યો છે. અને તેનાજ બળથી હું આપશ્રી ને અત્રેથી છૂટા કરી શક્યો છું. સર્વે રાઠોડો ધન્યવાદનો વરસાદ વરસાવવા લાગ્યા.

પણ આ શું? જોધપૂરથી લાલબાનો પત્ર લઈ એક ખેપીઓ આવ્યો છે. તે પત્ર નીચે મુજબ દુર્ગાદાસે વાંચ્યો:—

"મુરબ્બી કાકાશ્રી દુર્ગાદાસ! એક ક્ષણ પણ વિલંબ કર્યા સિવાય અત્રે મદદે આવો. મંડોરમાં હારીને નાઠેલા મોગલો આવ્યા અને બચાવ કરવા છતાં હું અને મારા માતા પિતા મોગલોને સ્વાધિન થયા છીએ. અને અમને જોધપૂર લઈ જવામાં આવ્યા છે. વધુ શું લખું? કેટલી મુશ્કેલીથી આટલો પત્ર લખ્યો છે. તમને વધારે વખત થશે તો આપણે પાછા મળશું કે કેમ તેની શંકા છે!

લી૦ આશ્રય માગનાર લાલબા.



# પ્રકરણ ૧૨ મું.

## તુટતું જતું ગુલામીનું બંધન અને સિત્તેર હજાર મોગલો શરણે!

પાછલા પ્રકરણમાં જણાવ્યા પ્રમાણે લાલબાનો પત્ર આવ્યાથી સર્વેએ જોધપૂર ઉપર ચઢાઈ કરવાનો ઠરાવ કર્યો. એટલુંજ નહિ પણ જવાની તૈયારી પણ કરવા માંડી.

સ્મશાન સમુ ભાસતું એ મેવાડ આજે વિજય ઘોષની પ્રચંડ ગર્જનાઓથી ગાજી ઉઠયું હતું. ગઢનાં

જોધપૂર જવાની તૈયારી થાય છે એટલામાં તો ગઢની બહાર ડંકાના નાદ સાથે ઉદેપુરના સૂર્યવંશી મહારાણા રાજસિંહનાં નિશાન ફરકવા લાગ્યાં. આ દુદુંભીનો નાદ સાંભળી વીર દુર્ગાદાસે ભાળ કઢાવી તો તેના આનંદનો પાર રહ્યો નહિં. જોધપૂરની ચઢાઇની તૈયારી વખતેજ મહારાણા રાજસિંહે પોતાનો સંબંધ બતાવી તેના પુત્ર ભિમસિંહને અસંખ્ય સૈન્ય દળ મોકલી બતાવેલી માતૃભૂમિ પ્રત્યેની લાગણી જોઈ તેનું હૃદય માતૃપ્રેમથી તરબોળ થઇ ગયું. તે ભિમસિંહની સામે ગયો અને સાચા અંતઃકરણથી ભેટયો.

સર્વ સૈનિકગણને એકઠા કરી શૂરવીર દુર્ગાદાસે શૌર્યમયી ભાષણ શરૂ કર્યું દરેક શૂર રાજપુતોના હૃદયમાં શૂરાતનના જયોત પ્રકટવા લાગ્યા. તલવારો અધિરી બની. સમસ્ત સૈન્ય ગાજી ઉઠયું "જય અંબે, જય માતૃભૂમિ" "મહારાણા રાજસિંહજીનો જય" "વીર દુર્ગાદાસનો જય." એવા જયનાદો થઇ રહ્યા પછી સર્વેએ કુચ કરી.

ભયંકર મેઘગર્જના જેવા ડંકા અને સિંહ ગર્જના જેવા જયઘોષ સાથે સર્વ સૈન્ય જોધપૂર આવી પહોંચ્યું. મોગલો ધ્રુજતા હૈડે ગઢની રક્ષા કરવા સાવધ થવા લાગ્યા પરંતુ તે પહેલાં તો વીરદુર્ગાદાસે સિસોદિયા શૂરવીરે સિંહોના સૈન્ય સાથે શૂરા ભિમસિંહને નાગોરના દરવાજે મોકલી પોતે પોતાના સર્વ વીર રાઠોડી સૈનિકો સાથે દિલ્હી દરવાજા પર ચઢયો. બહાદુર અને યુદ્ધ કુશળ ભિમસિંહ અને દુર્ગાદાસ પોત પોતાના કિલ્લા ઉપર ચઢયા. પોતાના

સરદારોનું અનુકરણ કરી તેમની પાછળ માતૃપ્રેમી સૈન્ય ગણુ પણ તૂટયું. ઉભય દરવાજેથી થએલી કારમી જય-ઘોષણાથી મોગલોના હાજાં ગગડી ગયાં. છતાં હિંમત રાખી બહાદુરીથી લઢયા. કેટલાઓ વખત સુધી ભયંકર યુધ્ધ ચાલ્યું. દેવી ચંડિકા પોતાનું ખપ્પર ભરવા લાગી. સર્વ શાન્ત હતું. કેવળ હથિયાર સાથે વીરોની ગર્જના સિવાય અન્ય અવાજ કર્ણગોચર થતો જણાતો નો'તો.

અરે પણ આ શું નિર્દયતા ? કે કાયરતા ? રાજ-પુતોની જીત જણાવા લાગી. આથી આ ગઢના સરદાર દિલાવરખાને વિચાર્યું કે દિલ્હીથી અસંખ્ય સૈન્ય લઈ તૈબરખાન આવે છે ત્યાં સુધી ગઢ રાજપુતોને સ્વાધિન ન કરવો. પરંતુ ક્ષત્રિઓનો વિજય નજદીક જોઇ તેણે પ્રપંચ રચ્યો.

તેણે પોતાની દૈત્ય વૃત્તિ બહાર પાડી. વિજયસિંહ કે જે લંબા તેમજ તેજબા સાથે એ ગઢમાં કેદ છે તેને દિલાવખાને ફાંસીને માચડે લટકાવી વીર દુર્ગાદાસને બૂમ મારી કહ્યું ' દુર્ગાદાસ ! જુઓ માત્ર દોરી ખેચ-તાંજ વાર છે તમો પાછા ન જાઓ તો વિજયસિંહનો જીવ જવાની તૈયારી છે "

ગઢ તાબે આવવાની છેવટની ઘડીએ આ કુકૃત્યે વીરને થોભાવ્યો. શૂરાતનથી ભરપૂર એ રાજપુતનું હૈયું વિજયસિંહની આ સ્થિતિ જોઇ હતાશ થઇ ગયું. તેનામાં કાંઇ પણ શકિત ન રહી. " મારી માતૃભૂમિની ગુલામીની બેડી તોડતા ભલે મારો પ્રાણ જાય પરંતુ આ ગઢ તું જીતી લે." આમ વિજયસિંહે ગર્જના કરી.

વિજયસિંહનું આ શૂરાતન જોઇ. નિર્દય અને અવિચારી દિલાવરખાને એના આખા કુટુંબ તેમજ સર્વ રાજપુત કેદીને ફાંસીને માચડે લટકાવ્યા.

ક્ષત્રિયતા રહિત તેજબા ધ્રુજી ઉઠી તે કરગરતી દુર્ગાદાસને પોતાને મૂકાવવા કહેવા લાગી. આ બાજુ ભયંકર યુદ્ધ ચાલુજ હતું. લઢાઈમાં ક્ષાત્રતેજ ભૂરપૂર એ માનસિંહે ઇનાયતખાનને કેદ કર્યો. તે દુર્ગાદાસ પાસે તેના દુશ્મનને લાવ્યો. આદ્રશ્ય જોઈ દુર્ગાદાસ આનંદીત થયો. અને ઇનાયતખાન તરફ જોઈ કહ્યું "સરદાર તને ખબર હશે કે રોહીતગઢ જીતતી વખતે મેં તમને તમારી જીંદગી બક્ષી હતી પરંતુ જુઓ, વિજયસિંહ તથા તેના કુટુંબને દિલાવરખાને કેવી સ્થિતિમાં મૂક્યાં છે ?"

દુર્ગાદાસ દિલાવરખાનની યુક્તિ કળી ગયો. તેણે પોતાના સૈન્યના ત્રણ વિભાગ પાડી દિલ્હીથી આવતા સૈન્યને વચ્ચે ઘાલી ત્રણે બાજુથી ઘેરી લઇ ભયંકર યુધ્ધ કરવું એમ ઠરાવી તેનો બંદોબસ્ત કીધો.

વીર દુર્ગાદાસની ધારણા મુજબ મોગલોની એક ટુકડી આવતી જણાઇ. તેને રાજપુતો સામાજ ભેટયા. ભયંકર યુદ્ધ શરૂ થઇ ગયુ રાજપુતો પાછળ હઠવા લાગ્યા. તેમ તેમ મોગલોજ પોતાની જીત જોઇ ઉન્માદથી આગળ ધપ્યા બરાબર વચ્ચે આવ્યા કે વીર દુર્ગાદાસની બીજી બે ટુકડી "હર હર મહાદેવ"ની ભયંકર ગર્જના રૂપી બાણુ મારતી વાઘની માફક તૂટી પડી. ઓચિંતિ

આ ભયંકરતા જોઈ મોગલો ધ્રુજી ઉઠયા. શૂરા સિસોદિયા અને રાઠોડોના પ્રચંડ બાહુબળ આગળ મોગલોએ નાશભાગ કરી મૂકી. આ ટુકડીના સરદાર મહંમદખાન વિચારીને હથિયાર મૂકી શરણે આવ્યો. વીર રાજપુતોનો વિજય ડંકો ગાજી ઉઠયો. બીજી તરફ વીર કરણુસિંહે દિલાવરખાન કે જે યુદ્ધ મોકુફ રાખી મોગલોના લશ્કરને સામે લેવા આવ્યો હતો અને આ લઢાઈમાં સામેલ હતો તેને ઠેર કરી દુર્ગાદાસને મળ્યો. દુર્ગાદાસે મોગલોના હથિયારો પાછા આપી પોતાની છવણીમાં સુખે રહેવા કહ્યું. વીર રાઠોડની આ ઉદારતાએ સમસ્ત મોગલ સૈન્યનો પ્રેમ મેળવી લીધો. આ મહંમદખાન બીજો નહિ પરંતુ વીર દુર્ગાદાસની માતૃશ્રીને જીવતદાન આપી પોતાના પુત્રને સંતાડવાની સલાહ આપી ગયો હતો તેજ હતો. દુર્ગાદાસે તેને ઓળખ્યો અને પ્રેમથી ભેટયો.

આવીજ રીતે પાદશાહે મોકલેલી બીજી ટુકડી તેમજ તેનો સરદાર તૈબરખાન દુર્ગાદાસની આગળની બહાદુરીથી ડરી જઇ શરણે થયા. તેમજ ત્રીજી ટુકડી તેમજ તેનો સરદાર ઔરંગજેબ પાદશાહનો શાહજાદો અકબરખાન પણ પોતાની આગળની બે ટુકડીનું અનુકરણ કરી ના હિંમતથી શરણે થયો. આમ વીરદુર્ગાદાસે સિ-તેર હજાર મોગલોને પોતાને સ્વાધિન કીધા.



# પ્રકરણ ૧૩ મું.



## રાજ્યાભિષેકની ચર્ચા અને વીરની પ્રામાણિકતા!



"સત્યનો સદા જય છે" એ કહેવત વીર દુર્ગાદાસની આ જીતથી અક્ષરે અક્ષર સાચી પડે છે. નહિતર શૂરા પરંતુ મૂઠ્ઠીભર સિસોદિયાસિંહો અને રાઠોડ વીરોથી અસંખ્ય સૈન્યદળથી ભરપૂર એ ત્રણ ત્રણ ટુકડી શરણે આવે એ કેમ બને! સ્વપ્ને પણ વાત સાચી ન લાગે એવી આ બીના પ્રત્યક્ષ સાચી પડી.

ત્રણે ટુકડીને શરણે આવ્યા બાદ હવે ગઢનો કબજો લેવાનું કામ બાકી રહ્યું સિ·તેરહજાર મોગલો અને તેના સરદારો શરણે થાય ત્યાં ગઢમાંના માણસોની સામા થવાની શું ગુંજાશ! અને વળી એમનો સરદાર દિલાવરખાન પણ મરાયલો! એટલે વીર દુર્ગાદાસે સ્હેજે ગઢનો કબજો લીધો. મોગલ વાવટો ભષ્મીભૂત થયો અને ગૌરવથી એ ભરપૂર રાઠોડી રાષ્ટ્ર–ધ્વજ ફરકવા લાગ્યો. જ્યાં ને ત્યાંથી મોગલ ચોકીદારોને પકડી તેની જગ્યાએ રાઠોડી મૂકી. પાકો બંદોબસ્ત જાળવ્યો.

પ્રજાવર્ગ આ વીરનરના દર્શનાર્થે ઉલટી. સર્વેએ કુસુમ કુમકુમથી સહર્ષે વધાવ્યો. વૃદ્ધ જોધપૂર વાસીઓ આશીર્વાદ આપી પ્રભુ પ્રાર્થના કરવા લાગ્યા "પ્રભો! આ વીરને દિર્ઘાયુષ બક્ષો અને માતૃભૂમિને સ્વતંત્ર કરવાની

એમને અભય તાકાત આપો” પ્રજાવર્ગના ઉત્સાહી ઓવારણા ઝીલતો વીર દુર્ગાદાસ દરબારે આવી પહોચ્યો.

મહંમદખાન, તૈબરખાન અને શાહજાદા અકબરખાનને પોતપોતાને ઉચિત ઉતારા આપી તેની તહેનાતમા યોગ્ય સગવડ સાથે લાયક સરદારોને મૂકી વીર દુર્ગાદાસે એઓ પ્રત્યેનો પ્રેમ મેળવ્યો. મોગલ સરદારો તેમજ સૈનિકો રાજપુતોની આટલી બધી નમ્રતા અને સભ્યતાથી દિંગ થઇ ગયા. અને વીર દુર્ગાદાસને દૈવી શક્તિ માનતા થયા.

અહા ! શો આનંદ ! સર્વ રાજપુત સિસોદિયાઓ અને રાઠોડો એકત્ર થવા લાગ્યા. જોધપૂરમાં એક જબરદસ્ત અને પૂર ઉત્સાહી દરબાર ભરાયો. જેની અંદર દરેકજ રાઠોડો અને સિસોદિયાઓ હાજર હતા. થોડા ઘણા બાકી હતા તે આ જોધપૂરની જીત અને મોગલોના તાબે થયાના યશોગાન સાંભળી સર્વ વીરદુર્ગાદાસ સાથે સંબંધ દર્શાવવા આવી પહોંચ્યા.

આવા નાનકડા પુસ્તકમાં સમસ્ત સભાનો હેવાલ આપવો એ ખરેખર ધૃષ્ટતા કહેવાય. પણ ટુંકમાં સર્વ રાઠોડો એકત્ર થઇ ગયા હતા. એટલે ઉદપૂરના પૂરાણી કીર્તિથી ભરપૂર એ મહારાણાના પુત્ર ભિંમસિંહ પણ વિજય ઘોષના અજબ ધ્વનિથી આવી પહોંચ્યા. સર્વ શાન્ત છે. એટલામાં મારવાડેદ્ધારક ક્ષાત્ર જ કુલદિપક વીરદુર્ગાદાસ પણ આવી પહોચ્યો. સર્વ સભાજનો ઉભા થયા અને “ વીરદુર્ગાદાસનો જય ” “ માતૃભૂમ મેવાડનો

જય" વગેરે પ્રચંડ ઘોષણાથી સભા ગજાવી મૂકી. સર્વના નમસ્કાર ઝીલતો એ વીર પોતાની બેઠક ઉપર આવી બિરાજ્યો. આકાશમાંથી પુષ્પવૃષ્ટિ થઇ. જણાયું કે દેવો પણ આ દૈવીશક્તિથી પ્રસન્ન થયા અને આ સભાનો હેવાલ સાંભળવા ઉલટયા.

વીર દુર્ગાદાસના બેઠા પછી. દરેક રાઠોડો અને સિસોદિયા સરદારોની તૈયારી મુજબ રાજગુરુ આવ્યા. વીરને તિલક કરી અક્ષત ચઢાવી તે બોલ્યાઃ—

"રાજપુત વીરો! આપણા રાજા જશવંતસિંહના વંશને નિર્મૂળ કરી કપટી ઔરંગજેબ આપણી ભૂમિને પોતના રાજ્ય સાથે જોડી આપણુને ગુલામી રૂપ દાવાનળમાં સળગાવવા લાગ્યો હતો. એ ભયંકર ગુલામીના અત્યાચારમાંથી સમસ્ત મારવાડને છોડાવવાનું માન આ ક્ષત્રિયકુલ ભૂષણ વીર દુર્ગાદાસનેજ ઘટે છે. પોતાના પ્રાણુને માતૃભૂમિને સોંપી એણે અહોનિશ દુઃખના ડુંગરોમાંથી પસાર થઈ આજે આ સ્થિતિએ આપણુને પહોંચાડયા છે. એટલે એના પરસેવાથી પ્રાપ્ત થએલું આ વારસ વગરનું રાજ્ય એમનેજ સોંપવું એવો બધા રાઠોડોનો તેમજ સિસોદિયાઓનો મત હોવાથી હું આ જગ્યાએ ઉભો થઇ આપણા માતૃપ્રેમથી તરબોળ આ વીર રાઠોડને વિનંતિ કરૂં છું. કે આપણી આ આશા બર લાવવા કૃપા..........

અહા! શું સ્વાર્થત્યાગ! કેટલી પ્રમાણિકતા! વચમાજ તે વીર દુર્ગાદાસ ઉભો થઇ બોલી ઉઠયોઃ—

"રાજગુરુ! સરદારો અને મારા બંધુઓ! હું તમારા તરફથી શું થાય છે તે અત્યાર સુધી સમજયો નો'તો. મારા અને તમારામાં કંઈ તફાવત નથી. તમોએ મને મદદ કરી તો હું આ મગરૂર પાદશાહને હતાશ કરી શકયો. આ રાજગાદી મારી નથી એનો વારસ આપણા સ્વર્ગસ્થ શિરતાજ જશવંતસિંહજીના પુત્ર અજીતસિંહજી હજી હયાત છે. અત્યારે તે જયાં છે ત્યાં, હજી પણ સલામત છે. તાકાત નથી એ કપટરીપુ પાદશાહની કે પોતાની કપટજાળ નાંખી તેને સપડાવી શકે. મેં તેને એક છુપી જગ્યાએ મોગલોના દગાફટકામાં ફસાઇ ન જાય માટે રાખી મૂકયા છે. અને આજ સુધી એ વાત મેં અજાણ રાખી હતી. હજી જયાં સુધી સંપૂર્ણ શાન્તિ ન ફેલાય, જયાં સુધી મોગલરહિત મરુભૂમિ ન થાય, જયાં સુધી મરુભૂમિને સંપૂર્ણ સ્વતંત્રતા–સ્વરાજ પ્રાપ્ત ન થાય; ત્યાં સુધી તેમને જાહેર કરવા એ ઠીક નથી એમ હું માનું છું. હું સહર્ષ ઉપકાર સાથે મારા પ્રતિની તમારી ભાવના જોઇ તમને ધન્યવાદ આપું છું એટલુંજ નહિ પરંતુ માતૃભૂમિની સ્વતંત્રતા તદ્દન પાસે છે એવી ખાત્રી આપું છું. છેવટે હું જણાવીશ કે દરેક વીર રાઠોડો અને સિસોદિયાસિંહો પોતાની જનની જન્મભૂમિને માટે પ્રાણ આપવાની પ્રતિજ્ઞા સાથે મારી સાથે ઝઝુમશે. પછી આપ સર્વ આપણા બાળ યુવરાજને જોઇ શકશો અને આપણી માતૃભૂમિની સંપૂર્ણ સ્વતંત્રતા પણ નિહાળી શકશો."

સર્વ આ નવિન બીનાથી સાનંદાશ્ચર્ય થયા.

પોતાના ભાવિ રાજા હયાત છે એ બીના જાણી સર્વના હૃદય પ્રફુલ્લ થઈ ગયાં, અને માતૃભૂમિને માટે સમય આવે પ્રાણ આપવા તત્પર થવા પ્રતિજ્ઞા પણ લીધી.

વીર દુર્ગાદાસનો આ અપૂર્વ ત્યાગ જોઈ દરેક રાઠોડોએ ધન્યવાદોના વરસાદ વરસાવ્યા. એની પ્રમાણિકતાનો દાખલો લઈ સર્વેએ એ પ્રમાણે ચાલવાનું નક્કી કર્યું, અને વીર દુર્ગાદાસના સૂચવ્યા મુજબ જોધપૂરથી અજમેર જીતવા જવાની તૈયારી કરવા લાગ્યા.

ધન્ય હો ! ધન્ય હો ! એ કુરબાનીઓથી ભરપૂર ભારત દેશને ! અને એ બલિદાનોના ઉત્પાદક મારવાડ દેશને ! કે જે ભૂમિમાં આવા અસાધારણ ત્યાગી વિરલ આત્માઓ ઉત્પન્ન થાય છે !



# પ્રકરણ ૧૪ મું.



## ઠગારાની ઠગવિદ્યા અને મોગલોનું માંહોમાંહે મરાવું !



અજમેરથી માઈલેકને અંતરે છાવણી પડી છે. સૈનિકો તો ગણ્યા ગણાય નહિ એટલા દેખાય છે. સર્વ આનંદમાં કલ્લોલ કરી રહ્યા છે. અકબરખાન તેમજ બીજા

બન્ને સરદારો પણ પોતાની ટુકડી સાથે હજી દુર્ગાદાસ પાસેજ બંદીવાન તરીકે છે. દુર્ગાદાસે તેઓના મન હરિ લીધાં છે.

અકબરખાન પોતાની છાવણીમાં એકાન્તમાં કાંઈ વિચાર કરતો બેઠો છે. એટલામાં ત્યાં વીરદુર્ગાદાસ આવી પહોંચ્યો. અરસપરસ કુશળ પુછી વીર ત્યાં બેઠો. કેટલોક વખત આડીતેડી વાત કર્યા પછી વીરદુર્ગાદાસે કહ્યું:-

“ શાહજાદા ! આપના પિતાશ્રીએ અવિશ્વાસ અને કપટથી સર્વના મન ઉંચા કરી સારા હિન્દુસ્તાનના માણસોની દુશ્મનાવટ હાથે કરી વ્હોરી લીધી છે. એમની રગેરગમાં અવિશ્વાસનો વાસ છે. હું ખાત્રીથી કહું છું કે આ ત્રણ ટુકડીને મારા ઉપર ચઢાઈ કરવા મોકલી. તે પૈકી તમને ખાનગીમાં કહ્યું હશે તે જુદું અને તૈબરખાનને કહ્યું હશે તે જુદું. તમને કહેતી વખત કહ્યું હશે કે “ કેવળ તારા ઉપર મને વિશ્વાસ છે એથીજ હું તને આ કામ સોંપું છું કે તૈબરખાન રાજપુતો સાથે મળી ન જાય એ જોજે. મહમ્મદખાન તો મળી ગયેલો છે.” અને તૈબરખાનને પણ એમ કહ્યું હશે કે “ તારા ઉપર મને સંપૂર્ણ વિશ્વાસ છે એથીજ તને હું આ કામ સોંપું છું કે જોજે મારા શાહજાદાને રાજપુતો ભોળવી ન જાય અને તેના પક્ષમાં તે ભરાઈ ન જાય.”

“ આ બધા અવિશ્વાસ અને કપટનું શું કારણ ? જુઓ અમારો શો વાંક હતો ? કે અમારા શિરતાજ તેમજ તેમના પુત્રને મારી નાંખી મરુભૂમિ ખાલસા

કરી ? એટલુંજ નહિ પરંતુ આજે સારા મારવાડ દેશમાં અત્યાચાર અને અધર્મ પ્રસરી રહ્યો છે. જુઓ ! તમે પણ મારા દુશ્મન છો. મેં તમને હરાવ્યા છે, છતાં મેં તેમજ મારા સરદારોએ આપને સ્હેજ પણ દુઃખ દીધું છે ? તમે કેદી છો એવું સ્વપ્ને પણ તમને સાંભર્યું છે ? ભલે હું હિન્દુ અને આપ મુસલમાન છીયે ! પણ એથી શું ? આપણે સર્વ ખુદાનાજ પુત્રો છીએ, અને એ રીતે આપણે બંધુઓ છીએ. તો પછી માંહોમાંહે લઢાઇ કરી પાયમાલી કરવા કરતાં ભાઇની માફક રહેત તો આજે આ પાદશાહત ડગમગી ન જાત ? સર્વેને દુશ્મન કરી પાદશાહે પોતાનું રાજ્ય ભયમાં મૂક્યું છે. તો આપ એ બાબત વિચારો અને મારી સાથે રહો. હું તમને એ પાદશાહને હરાવી સમસ્ત રાજ્ય આપીશ. નહિ તો એ રાજ્ય ક્યાંએ વેરાનખેરાન થઇ જશે તેની કોને ખબર છે ? ”

બાદ તૈબરખાનને બોલાવી કુરાનના સોગન ખવરાવીને પૂછતાં અકબરનખાને પોતાના પિતાની કપટજાળનું ભાન થયું. બાદ તેણે કેટલોએ વિચાર કરી, બન્ને સરદારો સાથે મસલત કરીને આખરે દુર્ગાદાસ સાથે રહી પાદશાહત કબજે કરવાનું સ્વીકાર્યું.

આ વાત કોઇ જાસુસ દ્વારા કપટી ઔરંગજેબ પાસે ગઈ. તેનાં દુર્ગાદાસને પકડવાનાં સ્વપ્નાં હવામાં ઉડી ગયાં. તે કંપી ઉઠ્યો. પરંતુ ધીરજથી સંપૂર્ણ વિચાર કરી પોતાના કપટથી ભરપૂર એ અદ્દભૂત્ ભેજામાંથી એક યુક્તિ શોધી કાઢી, તેણે એક બંધ કવર ઉપર “ખાનગી” શબ્દ લખી અકબરખાનનું સરનામું કરી અંદર કપટી સંદેશાનો પત્ર

મૂકી દુર્ગાદાસના હાથમાં મૂકી આવવા એક ચાલાક જાસુસને મોકલ્યો. તે સૈનિક છાવણી નજદીક આવી છૂપી રીતે દુર્ગાદાસની પાસે પેલું કવર નાંખી દઈ સત્વર પાછો ચાલ્યો ગયો. દુર્ગાદાસના જોવામાં તે કવર આવ્યું. ઉપરના શબ્દો અને શિરનામું વાંચતાંજ વીરને કાંઇક દગો જણાયો તેણે તે કવર ફાડી જોયું તો તેમાં નીચે મુજબ લખેલું હતું.

" તમારો પત્ર મળ્યો છે. તમારી આ યુક્તિથી હું ઘણો આનંદ પામ્યો છું. અને એ યુક્તિ હું મંજુર કરૂં છું. હિન્દુ લોકોને બળથી નહિ તો કળથી ને છેવટે છળથી પણ મારવાની આપની મુરાદ જોઈ હું આપને ધન્યવાદ આપું છું. તમે રાજપુતોના પક્ષમાં રહીને પણ અમો આવીએ ત્યારે તેના પર ઓચિંતો છાપો મારશો અને એમ કરવામાંજ લાભ છે. પણ જોજો દુર્ગાદાસ બહુ ધૂર્ત છે ! તેના જાણવામાં સ્હેજ પણ વાત આવી તો આપણું આ કાંઠે આવેલું વહાણ ડુબી જશે. જાળમાં સપડાએલા રાજપુતો છટકી ન જાય માટે બહુજ સાવચેતી રાખજો. હું થોડા સમયમાંજ આવું છું આવનાર માણસને તમારા તંબુની નિશાની આપીનેજ મોકલ્યો છે. તે પત્ર નાંખી ચાલ્યો જશે. જોજો સંભાળજો કોઇનો વિશ્વાસ રાખશો નહિ. "

પત્ર વાંચતાંજ દુર્ગાદાસને ભયંકર દગો ભાસ્યો. અકબરખાન ઉપરનો વિશ્વાસ તૂટયો. તે સત્વર આ પત્ર ભિમસિંહને વંચાવવા ગયો. વાંચી બન્નેએ મળી ઠરાવ કીધો કે "રાજપુટ પટાવતોને માંહોમાંહે ખબર આપવી–અને રાત્રે મોગલ સૈન્યને સૂતા મુકી આપણે કોઇ નિર્ણય

જગામાં ચાલ્યા જવું. ત્યાં યુધ્ધની વ્યુહરચના રચી ચઢી આવતા સર્વ મોગલોનો પરાજય કરવો."

ઠરાવ મુજબ રાત્રે સર્વ મોગલ સૈન્યને સૂતું મુકી સર્વ રાજપુતો ધીમે ધીમે ઠરાવ મુજબ ચાલ્યા ગયાં અને દોબારીની કરોડોમાં આવી યુધ્ધને માટે તૈયાર થઇ રહ્યા. આવી રીતે કપટજાળથી ભરપૂર એ પાદશાહની ઠગ વિદ્યાથી રાજપુતો ઠગાયા. અને સર્વ બંદીવાન મોગલોને તજી ચાલ્યા ગયા. મોગલો સવારે જુએ છે તો તેને અચંબો લાગ્યો. અકબરખાન, તૈબરખાન અને મહમ્મદખાને વિચાર કીધો કે "નક્કી કપટી પાદશાહે કાંઇ કપટ રચેલું. એ કપટમાં ભોળા રાજપુતો ઠગાયા. હવે થોડા વખતમાં પાદશાહ લશ્કર લઇ ચઢી આવશે અને શાહજાદાને પકડશે."

અકબરખાનને ફોડયાની વાત લઇ જનાર, તેમજ પત્ર લાવનાર વિગેરે કામ કરનાર એક મોલવી જાસુસ હતો. તેણે સત્વર પાદશાહ પાસે જઇ રાતના બનાવથી વાકેફ કર્યો. પાદશાહ તુરત એક જબરૂં લશ્કર લઇ ચઢી આવ્યો.

ભીષણ યુધ્ધ થયું. મોગલ પાદશાહની સામે આ મોગલ સરદારો યુધ્ધે નીકળ્યા. માંહોમાંહેની જબરી કાપાકાપી ચાલી. કેટલોએ વખત ખૂનખાર યુદ્ધ ચાલ્યા પછી તૈબરખાન અને મહમ્મદખાને પોતાના શાહજાદાના રક્ષણાર્થે પ્રાણ આપ્યા. શાહજાદો નાશી છુટયો. આ યુધ્ધમાં જીત મેળવી છતાં શાહજાદો ન પકડાયાથી નિરાશ થઇ પાદશાહે આગળ કુચ કરી. શાહજાદો વીર દુર્ગાદાસને શરણે ગયો અને પાદશાહના કપટથી રાજપુતોને વાકેફ કર્યો. સર્વ દિલગીર થયા.

# પ્રકરણ ૧૫ મું.

## ક્ષત્રિઓનું ક્ષાત્રતેજ અને શરણાંગતનું રક્ષણ!

"મનુષ્ય ધારે છે કાંઇ કુદરત કરે છે કાંઇ" એ મુજબ સમસ્ત પાદશાહતનો મારવાડમાંથી નાશ કરી મરુભૂમિને સ્વતંત્ર કરવાની અભિલાષા રાખનાર દુર્ગાદાસની પેલા દગાખોરના આ દગાથી સર્વ આશા નષ્ટ થઇ ગઇ. અણી વખતે ગફલતી ખવરાવી રચેલી બાજી ધૂળ જવાથી વીર દુર્ગાદાસ ઘણો દિલગીર થયો.

પરંતુ "મનુષ્ય યત્ન ઇશ્વરકૃપા" એ કહેવત મુજબ માણસ યત્ન કરે તો તેને જરૂર કુદરત મદદ કરે છે. અકબરખાન નાશી આવ્યો એટલે વીર દુર્ગાદાસે જાણ્યું પાદશાહ જરૂર હવે આપણી ઉપર પણ ચઢી આવશે. આથી આગળથીજ બધી તૈયારી કરી કે પાદશાહને સશસ્ત્ર ભેટવા તૈયાર થઇને ઉભો.

જોત જોતામાં તો પાદશાહી લશ્કર એ દોબારીની ખીણની નજદીક આવી પહોંચ્યું. વીર દુર્ગાદાસ તૈયારજ હતો. ભયંકર દારૂણ યુદ્ધ ચાલ્યું. કેટલાક સમય પછી વીર દુર્ગાદાસ ખીણમાં પાછળ હઠવા લાગ્યો. રાજપુતોની હાર થતી જોઈ મોગલ સૈનિક દમમાં ને દમમાં એ ભયંકર ખીણમાં આગળ ધસ્યું. લગભગ એક માઇલ સુધી ખીણમાં પાદશાહી લશ્કર ગયું કે દુર્ગાદાસની ગોઠ-

ણી મુજબ પાછળથી શામળદાસ મેરતીઆએ ખીણુની ાછળની બાજુએથી હુલ્લો કરી પાદશાહી લશ્કરને ીણુમાં વચ્ચે ઘાલ્યું બન્ને બાજુથી સબળ મારો લાગ્યો. મોગલો અકળાયા.

અરે ! પણુ આ શું ? એ ખીણુની ઉપરના પહા-ામાંથી પણુ તીરોના જુથ છૂટવા લાગ્યાં. ચારે બાજુથી ઘમાખોની માફક તીરો આવતાં જોઇ મોગલ દળ પૂરેપૂરૂં 'પી ઉઠયું. નાશવાનો રસ્તો શોધવા લાગ્યું પરંતુ નિરાશ! ચારે ાજુ રાજપુત વીરો તેમના પ્રાણુ લેવા માટે ભવાનીસમ ાલવારો પકડી હાજર હતા. પહાડ ઉપરથી ઉદેપુરના ાણા રાજસિંહનો શૂરવીર પુત્ર ભિમસિંહ તેમજ દુર્ગા-ાસના ભાઇ સોનિંગની સરદારી હેઠળ રાજપુત સૈનિકો ૂદ કરતા હતા. વીરની આ વ્યુહ રચનાએ મોગલોને બકળાવી નાંખ્યાં.

અહા ! સમસ્ત પાદશાહી સૈન્યનો કચ્ચરઘાણુ વળી ગયો. પાદશાહ રાત્રે છુપા વેશે મૂઠીઓ વાળી નાઠો. સારા હિન્દુસ્તાનનો એ "આલમગીર" પાદશાહ આજે એ અરવલ્લીની ખીણોમાં આમથી તેમ શિયાળવાની માફક સંતાતો–લપાતો–પોતાનો જીવ લઇ નાશી છુટયો.

બળથી નહિ તો કળથી અને છેવટે છળથી પણુ રાજપુતોનો નાશ કરવાની એની અભિલાષા હજી ગઇ નથી. પરંતુ પોતે સૈન્ય રહીત હોવાથી રાજપુતોના આ અણુ-મોલા શૌર્ય અને દેશાભિમાનથી તે ધ્રૂજયો. તેને રાજ-પુતોને હાથ સપડાવાનો ભય લાગવા માંડયો. તુરત તેણે

અમદાવાદ આવી દક્ષિણ મહારાષ્ટ્રની શિવાજીની ઉપર મોકલેલા સૈન્યની લડત બંધ કરાવી બોલાવી મંગાવ્યું. તેમજ દિલ્હીથી પણ ઘણું સૈન્ય મંગાવ્યું. એ સૈન્ય આવે ત્યાં સુધી રાજપુતો થોભે એમ ન હોવાથી તેણે વીર દુર્ગાદાસ ઉપર એક મોગલ યોદ્ધા સાથે સુલેહનું કહેણુ મોકલ્યું. મોગલ યોદ્ધો વીર દુર્ગાદાસના દરબારમાં આવી પહોંચ્યો. વીરદુર્ગાદાસે સર્વના દેખતાં સોનિંગને એ પત્ર વાંચવા કહ્યું. સોનિંગ વાંચવા લાગ્યો:—

"વીર દુર્ગાદાસ! તમારા જેવા પ્રમાણિક પુરુષે મારા દગાખોર શાહજાદાને આશ્રય આપવો એ યોગ્ય નથી. તમારા બાપદાદા આજ સુધી દિલ્હી રાજ્યના સ્થંભરૂપ હતા, પરંતુ તમારા મનમાં કોઇ જાતનો વ્હેમ ભરાતાં આપ પાદશાહત સામે થયા છો; પરંતુ યાદ રાખજો-પાદશાહતનો નાશ કરતાં અમારા કરતાં તમને હાની વિશેષ છે. મને સમજાય છે કે તમો માત્ર તમારા રાજાને રાજય અપાવવા લઢો છો પરંતુ એ રાજય હું ખુશીથી આપુ તો પછી લઢાઇની શી જરૂર છે? હું ધારૂં છું કે તમારી સ્વતંત્રતા મળતાં તમે પાદશાહતના સ્થંભ મટી જવા નહિ ઇચ્છતા હો! માટે જો તમો તમારા વડવાઓની માફક પાદશાહતની સેવા કરવા તથા પ્રમાણિક પણે ચાલવા ઇચ્છતા હો તો તમારી પ્રમાણિકતા ઉપર મને પૂરો વિશ્વાસ હોવાથી તમારો મારવાડ દેશ હું તમોને સ્વાધિન કરવા તૈયાર છું.

જો તમે ઉપર પ્રમાણે વર્તવા તૈયાર હો તો પહેલું

પાદશાહી ફરમાન એ છે કે "તમો મારાં રાજદ્રોહી શાહજાદાને તમારાં આશ્રયમાંથી દુર કરી મને સોંપી દ્યો" જો તમો આ કામ સારી રીતે કરશો તો આ મોકલેલી રોકડ રકમ ઉપરાંત તમને એંસી ગામ જાગીરીમાં આપવામાં આવશે. ઉપરાંત મારા લશ્કરમાં પાંચ હજાર સ્વારોના સેનાપતિનું અધિત્વ પણ આપવામાં આવશે. માટે યોગ્ય વિચારીને જવાબ આપજો."

પાદશાહી સિક્કા સાથેનું આ મુલેહનામું વાચી રહ્યા બાદ વીર દુર્ગાદાસ વિચારમાં પડયો કે મગરૂરી અને અભિમાનથી ભરપૂર એ પાદશાહ મારા જેવા એક રાજપુતની આગળ આટલી બધી નમ્રતાથી વાત કરે, તેમજ નજરાણું, જાગીરી ઉપ-રાંત સેનાઅધિત્વપણાનું પદ આપવાનું કબુલ કરે, માટે કાંઈ પણ દાળમાં કાળું હોવું જોઇએ" એમ વિચારી તેણે પત્ર લાવનારને જવાબ આપ્યો:—

" સરદાર! કપટથી ભરપૂર એ તારા કપટી પાદ-શાહની કપટ જાળથી હવે રાજપુતો ઠગાય એમ નથી. અમો ઘણા ઠગાયા છીએ. હવે એ અવિશ્વાસુ પાદશાહ ઉપર અમો ભરોસો લાવી શકતા નથી. તમો તમારા પાંદશાહને જઇને જણાવો કે " દક્ષિણ અને દિલ્હીથી લશ્કર આવે ત્યાં સુધી સલામત રહેવા આપે જે આ તરકટી સુલેહનામું મોકલ્યું છે એ ઉપર અમો કદી વિશ્વાસ રાખી શકતા નથી. ખીણમાં તમારાં તમામ સૈન્યનો પરાજય થવાથી આપ—રાજપુતોના બળથી ગભરાઇને

સલાહ કરવા માગો છો પરંતુ તમો એ સલાહ કાયમ રાખો એમ અમને ખાત્રી નથી એથી તેમજ રાજપુતોનો "શરણાંગતનું રક્ષણ" કરવાનો પરમ ધર્મ છે તે તજી આપશ્રીનું આ કપટી કરારનામું અમો સ્વીકારતા નથી. તે ઉપરાંત હું તમને ખાત્રી આપું છું કે એક પણ રાજપુતમાં સાચું ક્ષત્રિય લોહી વહેતું હશે ત્યાં સુધી શાહજાદાનું રક્ષણ કરવામાં તે પાછો પડશે નહિ. આ સાંભળી સરદાર ચાલતો થયો. તે બાદ બીજા બધા સામંત-સરદારોની એક મંડળી ભરી વીર દુર્ગાદાસે પોતાના વિરત્વથી ભરપૂર બુલંદ અવાજથી પ્રચંડ ગર્જના કરી પાદશાહની કપટ જાતીથી રાજપુતોને વાકેફ કર્યાં. આ સાંભળી સર્વ રાજપુત વીરોના હૈયાં શૌર્યથી ઉછળી રહ્યાં સમશેરપર હાથ પડવા લાગ્યા. હરેક ક્ષાત્રતેજથી ભરપૂર એ સિસોદિયા સિંહો અને રાઠોડી વીરોથી તરબોળ એ સભામંડપ ગાજી ઉઠયો!

વીર દુર્ગાદાસે પોતાના ભાષણમાં "દરેક રાજપુતો વિરો પોતાની માતૃભૂમિની યજ્ઞવેદીમાં હોમાઇ જાય તો ભલે પરંતુ મારવાડ દેશને સ્વતંત્ર કરવો અને જીવના જોખમે પણ શાહજાદાનું રક્ષણ કરવું" એ બાબત ઉપર બહુજ વજન આપ્યું હતું.

એના એ લંબાણ અને શૂરાતનથી ભરપૂર વકૃત્વ જયનાદથી સર્વ રાજપુતો પોકારી ઉઠયા "માતૃભૂમિનો જય" "વીર દુર્ગાદાસનો જય"—દુર્ગાદાસે પોતાનું ભાષણ પુરૂં કર્યા બાદ પૂછયું કે બોલો તમો આ—મુજબ કામ

કરવા તૈયાર છો ? સર્વ ગગનભેદી અવાજથી ગાજી ઉઠયા "હા. હા. અમે અમારૂં બલિદાન આપીને પણ અમારી માતૃભૂમિનું અને શાહજાદાનું રક્ષણ કરીશું."

અહા ! કેટલો આનંદ ! સભા વિસર્જન થઈ. રાજપુત મુગટમણી વીર દુર્ગાદાસે ભિમસિંહ તેમજ બીજા મૂખ્ય રાઠોડોને બોલાવી સલાહ પુછી કે "મોગલ પાદશાહ તેના આ અપમાનથી કાળાનાગની માફક ગુસ્સે થયો હશે. સિંહને છંછેડી જીવવાની આશા રાખનાર મરદ નાશવાથી પોતાનો જીવ બચાવી ન શકશે. એ તો પોતે ઝઝુમ્યેજ છુટકો. માટે મારો એ વિચાર છે કે હું સંભાજીના આશ્રય હેઠળ શાહજાદાને મૂકી આવું. અને એટલા વખતમાં પાદશાહ ચઢી આવશે માટે સાચા ક્ષત્રિયોનું શૂરાતન બતલાવી આપવા આપ તૈયારી કરો. હું સત્ત્વર પાછો આવીશ."

સર્વેએ આ વાત પસંદ કરી. વીર દુર્ગાદાસ શાહજાદાને લઇ છત્રપતિ શિવાજીના એ પુત્ર સંભાજીના આશ્રય હેઠળ શાહજાદાને મુકવા જવા ચાલતો થયો. ટુંક સમયમાંજ તે સંભાજી પાસે જઇ તેને શાહજાદાને સોંપી સત્ત્વર પાછો ફર્યો.



# પ્રકરણ ૧૬ મું.

## જેલમંદિરમાં જકડાવું અને પ્રભુતાથી પસાર થવું.

સ્વધર્મ, સ્વમાન, અને ક્ષત્રિય કુલ ગૌરવથી ભરપૂર એ વીર દુર્ગાદાસે સ્વતંત્રતાનો મંત્ર આખા મારવાડ સમક્ષ મૂકયો. જોતજોતામાં એ વિરલ વિભૂતિના આર્તનાદથી મરુભૂમિ જાગી ઉઠી, અને હથિયાર સજી તૈયાર થઇ. માતૃભૂમિને માટે કુરબાની આપનાર અનેક વીર રાજપુતોના અણમોલા પરાક્રમોથી આજે એ મારવાડ દેશનાં પંખીડાંઓ કલ્લોલ કરતાં જણાય છે. મરુભૂમિ હવે સ્વતંત્ર થઇ ચૂકી એમ સર્વને હવે વિશ્વાસે બેસી ગયો છે.

પરંતુ રે! પ્રારબ્ધ! મનુષ્ય ધારે છે શું કુદરત કરે છે શું! વીર મહારાષ્ટ્રીય કુલ ભૂષણ છત્રપતિ શિવાજીનો પુત્ર સંભાજી મોજીલો અને દારૂડીઓ બન્યો છે. ખરાબ સંગતે તેને ધર્મ રહીત કર્યો છે. એ દારૂડીઆ સંભાજીએ વીર દુર્ગાદાસને કપટથી વીફરેલા સિંહ ઐારંગજેબના હાથમાં સપડાવી દીધો. કપટી ઐારંગજેબ પોતાની કપટજાળથી વીરને કેદ કરી શકયો. જોતજોતમાં સમસ્ત પાદશાહતને હતાશ કરી માતૃભૂમિ મારવાડને સ્વતંત્ર કરવાની અભિલાષા રાખનાર એ વીર આજે હતાશ થઇ અભેદ્ય જેલની અંદર બેડીથી જકડાઇને નિરાશ થઇ

બેઠો છે. મુડદાને પણ ચેતન કરનારી એની અભયવાણી, હતાશ જીવનમાં પણ ઓજસ પ્રેરનારી એની ત્યાગ પ્રભા; તેમજ એ મગરૂર સત્તાધીશ મોગલોને–એમના અત્યાચારો અને જુલ્મોને–યમસદન પહોંચાડવાને ભવાનીસમ ખેલતી એની એ સમશેરની શૂરતા વિગેરે આજે કયાંએ છુપાઇ ગયાં છે.

ઔરંગજેબ પાદશાહને ગુલનાર નામની એક અનુપમ સૌન્દર્યમયી બેગમ હતી એ બેગમ સમસ્ત સામ્રાજયના એ સમ્રાટમાં કે સ્વર્ગસમ શણગારેલા શયનગૃહમાં સૌન્દર્ય જોઇ શકતી નથી. એની નજર આગળ તો એ માતૃભૂમિની બેડી તોડવાને કટીબધ્ધ થએલા પેલા દયામય દેવમૂર્તિસમ વીર દુર્ગાદાસ સિવાય કશું દેખાતું નથી! કારણ કે દુર્ગાદાસની નીડરતા અને શુરવીરતાથી તે મોહાંધ બની રહી હતી તેને આ પ્રસંગ ઠીક લાગવાથી અને પોતાનું કાર્ય સાધવાની ઉત્કંઠાથી તે રાત્રીના સમયની ઘડીભર ચેન વીના વાટ નીહાળી રહી.

રાત પડી. ઘોર અંધકારમાં એ જેલના દ્વારને લોખંડી તાળાથી બંધ કરી નિર્ભય બની એક પહેરેગીર જેલને પહેરો ભરી રહ્યો છે. જે વીરના નામથી સમસ્ત મોગલ દળ કંપતુ હતું, જેના ભાલાનો ઘા કોઇ વજ્રદેહી પણ સહવાને શક્તિમાન નહતો; એવા શૌર્યથી ભરપૂર એ સિંહને જેલમાં પૂરી આજે એકજ પહેરેગીર નિરાંતે જેલને સાચવવાનો દાવો કરે છે! અહા! કુદરત! તારી કળા ન્યારીજ છે!

બરાબર મધ્ય રાત્રિનો સમય છે! અંતઃપુરની એ અપસરા પોતાનું અંતઃપુર તજી જેલ નજદીક આવી પહેરેગીરે શિર ઝુકાવ્યું. જેલના દરવાજાના તાળાં ઉઘડયાં. વેંતવેંત ઉછળતા હૈયાએ ગુલનારે સુતેલા સિંહને જગાડયો.

ઓ દુર્ગાદાસ! હવે તારી કસોટી છે. દૈવી પરાક્રમથી સારા હિંદુસ્તાનમાં ખ્યાતિ મેળવેલા ઓ સિંહ! તું હવે જાગૃત થા. ઇંદ્ર જેવા સ્વર્ગના શિરોમણિને પણ જે બાણોએ જખમી કર્યો તેજ બાણ ઓ વીર દુર્ગાદાસ! તારી ઉપર આજે તૂટયું છે! સારા જગતની ખ્યાતીરૂપ એ ધર્મને તું સ્વીકારીશ કે આ વાસનાનો પૂજારી બનીશ તે હમણાં સર્વ નિહાળશે!

ગુલનારે પોતાના આવ્યાનું કારણ કહ્યું. ગુલનારના વાકયોથી વીર ચોંકયો. સફાળો ઉભો થઇ ગયો. તેણે પૂર્ણ નમ્રતાથી માનપૂર્વક ગુલનારને કહ્યું:—"સારા સામ્રાજયની ઓ બેગમ સાહિબા! તમો હજી ક્ષાત્રધર્મથી અજ્ઞાત હો એમ જણાય છે. તમોએ સાંભળ્યું હશે કે વીર ક્ષત્રાણીઓ પોતાના પતિદેવની પાછળ કાળભૈરવરૂપી એ ધગધગતા અગ્નિના કુંડમાં હોમાય છે—સ્વર્ગે સિધાવે છે. તેને એકજ પતિ હોય છે તેજ પ્રમાણે સાચા ક્ષત્રીય વીરને એકજ પ્રેમ પાત્ર હોય છે; આપ આપનો ધર્મ વિચારો. કેવળ મોહાંધ થઇ તમારી માતાની કુળને એમ લગાડવાનું આ ભયંકર પાપકર્મ કરતાં વિચારો એજ ખરૂં છે તમો કર્તવ્ય વિમુખ ન બનો. કેવળ વાસનાનાં ગુલામ

બની તમો તમારા ખાવિંદને, તમારા કુળને, તમારા ધર્મને તેમજ સમસ્ત સ્ત્રી જાતિને લાંછન ન લગાડો."

વીર દુર્ગાદાસની અભેદ્ય જીતેંદ્રિયતા જોઇ ગુલનાર ઝંખવાણી પડી ગઇ. શું કરવું એનો કંઇ રસ્તો ન સૂઝયો. તેની સર્વ આશા જમીનદોસ્ત થઇ ગઈ. આંખે અંધારાં આવતાં જણાયાં. તેણે છેલ્લો દાવ અજમાવવા ધાર્યો. તે બોલી "દુર્ગાદાસ! આપજ વિચારો! મારૂં વચન ઉથાપી આપ સાર નથી કાઢવાના. જો આપ મારી માગણી સ્વીકારશો તો હું તમારી દાસી બની તમોને સ્વર્ગ-સમ સુખ આપીશ, તેમજ જો મારી માગણીનો અસ્વીકાર કરશો તો તમારા પ્રાણ હરવાની પણ મારામાં તાકાત છે. માટે વિચાર કરો અને મારા પ્રેમને સ્વીકારો. જુઓ, એક બાજુ પ્રેમ અને એક બાજુ મોત છે. બોલો શો વિચાર ?"

દુર્ગાદાસને વિચાર કરવાનો હોયજ નહિ. ખરા ક્ષત્રિજાયા મરણથી ડરતાજ નથી. મરી જાણે તેજ ખરો ક્ષત્રિ! તેણે કહ્યું "બેગમ સાહિબા! મૃત્યુને તો હું મારા મુખમાં રાખું છું! બીકને તો મેં મારા દિલમાંથી વિદાય કીધી છે! ચાહે તો આ ઘડીએ મારા આ સ્થુળ દેહના રાઈ રાઈ જેવડા ટુકડા કરાવો છતાં હું આ કલંકરૂપ પગલું નહિ ભરીશ તે નહિજ ભરીશ! ધર્મનિષ્ઠ રહેવામાં બુરા હાલ છે કે ધર્મભ્રષ્ઠ થવામાં એ હું સારી રીતે સમજું છું."

બસ! પત્યું! એક વીફરેલી સિંહણની માફક ગુલનાર "ઠીક છે કાલે તારી વાત" આટલા શબ્દો બોલી અદ્રશ્ય થઇ ગઇ. વીર આ બેગમના કુકર્મ ઉપર તિરસ્કારના વિચાર કરતો ત્યાંજ રહ્યો.

પરંતુ સત્ય કોઇ દિવસ છુપાતુંજ નથી. ધર્મીઓનું આફતકાળે પરમેશ્વર રક્ષણ કરવા તૈયારજ હોય છે. જુઓ! પુનઃ જેલના દરવાજા ખુલ્લા થયા. એક સાચો ઇસ્લામી બંદો શ્વાસભેર દોડતો આવી વીરદુર્ગાદાસને સાચા અંતઃકરણથી ભેટી પડયો. ભેટનાર ઈસ્લામી બીજો કોઈજ નહિ પરંતુ ગુલનારની કૃકૃત્યતા અને વીરદુર્ગાસની દૈવી ધર્મનિષ્ઠા એક બાકોરામાંથી જોઇ રહેલો એજ જેલનો જેલર દિલેવરખાનજ હતો. આ ત્યાગી વીરની સાચા હૃદયની પ્રમાણિકતા અને જીતેંદ્રિયતાએ તેને દિંગ કર્યો હતો. તે ભેટી રહ્યા બાદ બોલ્યો:

"સાચા ક્ષત્રિજાયા વીર! તમારા દૈવી પરાક્રમની પ્રભુતા જોઇ હું મ્હાત થયો છું. તમારા જેવા પુનિતને એક પાપાત્માની જેલમાં પૂરી રાખવાનો દોષ હું સહન કરી શકતો નથી. ત્યાગી વીર! તારા જેવા નરવીરને ચરણે અમારાં શિર સદૈવ ઝુકશે! ગુલનારને તરછોડી મૃત્યુને વ્હાલું ગણી આપે ધર્મને ખાતર પ્રાણ વ્હાલો ન ગણ્યો. હું મરી મીટીને પણ એ દૈવી વીર! તને છોડાવીશ તૈયાર થાઓ એ નરકેશરી! મારો અશ્વ બહાર તૈયાર છે. તેની ઉપર સજ્જ થઇ અત્યારેજ મારૂં નામ દઇ આ દિલ્હીના દુર્ગ તજી ચાલ્યા જાઓ! ખુદા સત્યનો સહાયક છે."

વીર દુર્ગાદાસે પ્રેમથી ભરેલાં સજળ નયને કહ્યું "ખાનસાહેબ, તમારો ઉપકાર હું નહિં ભૂલું. પાદશાહ જેવા નિર્દયના આચરણથી વગોવાતા એ ઇસ્લામી ધર્મની અલૌકિક પ્રભુતા હું પીછાણું છું. મને એ ધર્મ પણ મારા ધર્મ જેટલોજ માનનીય છે! મને તો આની સાથે મારા ઇસ્લામી ભાઇઓએ ત્રણવાર બચાવ્યો છે. હું ઈસ્લામી બંધુઓનો ઋણી છું. આપણું આ દ્રષ્ટાંત હિન્દુ-મુસલમાન એકતાનું અને તેમાં રહેલા ભારત વર્ષના કલ્યાણનું પ્રેરક થાઓ!"

આટલું કહી વીર તેને સાચા દિલથી ભેટયો. બાદ જેલરની વ્યવસ્થા મુજબ અશ્વ ઉપર બેસી પસાર થઈ ગયો એ દૈવી પરાક્રમી વીર! પોતાની પ્રભુ-તાથી સારી કપટજાળથી ભરપૂર એ પાદશાહની લોખંડી જેલમાંથી આબાદ રીતે પસાર થઇ ગયો!



## પ્રકરણ ૧૭ મું.



### મદાંધ કારોબારનો પ્રલય અને બીજી પ્રતિજ્ઞા પૂર્ણ.



આબુના ભયંકર જંગલમાં થઇ વીર દુર્ગાદાસ ચાલ્યો જાય છે. એની મુખાકૃતિ ઉપર આશાની ઝલક પ્રકટી

રહી છે. તે એક નાના શરીખા ઝુંપડાંઓનાં જુથની નજદીક આવી અટકયો.

આ ગબરના ડુંગરની ખીણમાં મારવાડનો ભાવિપતિ દુર્ગાદાસના મિત્ર વીરસિંહ સાથે ઉછરી રહ્યો છે. એ વીરસિંહે આ ડુંગરની ખીણમાં ભરાઇને મરુભૂમિના ભાવિપતિને હરેક પ્રકારનું શિક્ષણ આપ્યું હતું.

બાળ કુંવરના જન્મ વખતે એને કપટથી મારવા પાદશાહે વીર દુર્ગાદાસ ઉપર રાજમાતાને પોતાના રાજકુંવર સાથે મળવા આવવાનું આમંત્રણ મોકલ્યું હતું. એ પ્રમાણે એ વીર ગએલો પણ ખરો, પરંતુ પાદશાહનો આ પ્રપંચ ખરા ઇસ્લામીઓ પણ સહી ન શકેલા અને વીર દુર્ગાદાસને જણાવી દીધેલું. આખરે એક ઇસ્લામીના બોલપર ઇમાન રાખી તેના કંડીઆમાં સંતાડી રાજમાતાએ રાજકુંવરને બચાવવા નિરુપાયે વિદાય કર્યો હતો. એ પ્રભુને ઓળખનાર અને રાજકુંવરને બચાવનાર ભલો મોગલ પણ આ વખતે ત્યાંજ હતો. આવી રીતે રાજકુંવર મૃત્યુના મુખમાંથી બચ્યો હતો.

અહિં આવી દુર્ગાદાસ સર્વને મળ્યો. ભેટ્યો આ વખતે બાળરાજકુંવર ભીલોનાં ચપળ અને નિર્દોષ મસ્ત બાળકો સાથે રમત રમી આનંદ માણી રહયો હતો. અહા ! શું પ્રભુની પ્રભુતા !! સમસ્ત સિસોદિયા સિંહો તેમજ રાઠોડી વીરોનો મુગટમણી સારા મારવાડ દેશનો ભાવી મહારાજા, પોતાની સર્વ માલમિલ્કત ધૂળ જવાથી તેમજ

પોતાના માજીનાં ખુન થવાથી પણ નહિ ડરતાં પોતાની માતૃ-ભૂમિને ગુલામીની પાશવ સત્તાનાં બંધનમાંથી મૂકત કરનાર વીરની સર્વ અમર આશાનો અંકુર; આજે એક પહાડોની કોતરમાં જંગલી ભીલોની સાથે આમથી તેમ ભટકે છે—રખડે છે !

વીરે તેને જોયો. તેની આંખમાંથી હર્ષાશ્રુનાં ઝરણાં ઝર્યાં. ભીલોનાં બચ્ચાંનાં ટોળાંમાંથી પણ તેના ભાગ્યશાળી રાજકીય ભવ્ય ચહેરાપરથી પોતાના માલીકને ઓળખી તેણે એક કોમળ ફુલની માફક ઉંચકી લઇ તેને પૂરા હેતથી છાતી સરસો ચાંપ્યો. સર્વત્ર આનંદ, આનંદ, પ્રસરી રહ્યો.

વીરસિંહની ઝુંપડીમાં સર્વ બેઠા છે. બાળરાજકુંવર વીર દુર્ગાદાસના અભય ખોળામાં બિરાજ્યો છે. તેના બાળમિત્રો આ અચંબો પમાડનારૂ દ્રશ્ય જોવા આજુબાજુ બેઠા છે. કેટલાક વખત પછી બધાએ જવાની તૈયારી કરવા માંડી. પોતાના બારબાર વર્ષના ગોઠીઆઓનો પ્રેમ હજી બાળકુંવરના હૃદયમાં ઉભરી આવતો હતો સર્વ ભીલબાળકો પણ પોતાના આ મિત્રને રાજા થતો જોઇ આનંદીત તેમજ પોતાથી જુદો પડતો જોઈ શોકાતુર થવા લાગ્યા.

અહા ! પ્રેમ ! પ્રેમ ! તારી અલૌકિક પ્રભુતાથી કોણ અજાણ્યું છે ! વીર દુર્ગાદાસ પોતાના મિત્ર વીરસિંહ સાથે બાળરાજકુંવર અજીતસિંહને લઇ ચાલ્યો. અરે ! પણ આ શું ! અજીતસિંહને પોતાના આ બાળમિત્રોના પ્રેમ

આગળ સમસ્ત મારવાડ દેશનું આધિપત્ય તેમજ રાજ-મહેલોનો અણમૂલો આનંદ પણ નકામો જણાવા લાગ્યો. તેનાથી આ બાળમિત્રો સાથેનો વિયોગ ન સહી શકાયો.

વીર દુર્ગાદાસ ચેત્યો. તેણે સર્વ ભીલોને રાજકુંવરના પાટનગર જોધપુરમાં રહેવા આવવાનું કહ્યું. સર્વ હર્ષિત થઇ સાથે ચાલ્યા.

પોતાના મહારાજા અજીતસિંહની પધરામણીના સમાચારે જોધપુરમાં આનંદ, આનંદ પ્રસરી રહયો. સર્વ રાઠોડો તેમજ સિસોદિયાઓના હર્ષનો પાર ન રહ્યો. બાળરાજકુંવરને જોવા જુથનાં જુથ છૂટવા લાગ્યાં. સર્વના પ્રણામ ઝીલતો એ રાજકુંવર ભીલોનાં ટોળાં સાથે ગઢમાં જવા લાગ્યો. ભાવિક પ્રજાજનો પોતાના એ માલીકનાં ઓવારણાં લેવા લાગ્યાં. વૃધ્ધ પ્રજાજનો આશીર્વાદ આપવા લાગ્યા. સર્વ પ્રજાજનોનાં પ્રેમાળ પ્રણામ ઝીલતો ઝીલતો રાજકુંવર એ જંગલોનાં ઝુપડાં તજી આજે પોતાના રાજ્ય-મહેલમાં આવી બિરાજ્યો.

આજે જોધપુરમાં ચોપાસ આનંદ ઉત્સવ ઉજવાઇ રહ્યો છે. રાજકુંવરને રાજ્યાભિષેક કરવા એક હબહબા ભર્યો દરબાર શણગારી રાષ્ટ્ર-ધ્વજ અને તોરણોથી આચ્છાદીત કરવામાં આવ્યો છે. વખત થતાં સભાજનોથી એ સભામંડપ ચીકાર થવા લાગ્યો. સર્વ સિસોદિયા તેમજ રાઠોડી સરદારો પોતપોતાના આસન ઉપર આરૂઢ થઇ ગયા. સમસ્ત સભા મંડપમાં હવે બીલકુલ જગ્યા પણ નથી.

આળસુ માણસોને મોડા આવવાથી જગ્યા ન મળવાથી હવે બહાર ઉભા રહેવું પડે છે. તે પોતાની સુસ્તાઇને હવે ધિક્કારતા જણાય છે. સર્વ શાન્ત છે.

વીર દુર્ગાદાસ સાથે રાજકુંવર આવ્યા. સર્વ ઉભા થઇ ગયા. "મહારાણા અજીતસિંહનો જય" "માતૃભૂમિ મારવાડનો જય" વગેરે જય ગર્જનાના પ્રતિઘોષથી મેઘગર્જનાની પેઠે સારૂં સભામંડલ ગર્જી ઉઠયું. સર્વેએ પોતપોતાનાં શિર ઝુકાવ્યાં.

મહારાણા અજીતસિંહ કે જેનાથી આજ સુધી સઘળી પ્રજા બીલકુલ અજ્ઞાત હતી અને દૈવયોગે જંગલનાં ઝુપડામાં ભીલોના એ નિર્દોષ બાળકોની સાથે કલ્લોલ કરતા હતા તે આજે આ સભાગૃહમાં પ્રવેશ કરે છે. વીરદુર્ગાદાસના પ્રતાપથી આજે એ રાજકુંવરનો આ દિવસ આવેલો જોવામાં આવે છે.

રાજ્યાભિષેકની સર્વ વિધિઓ થઇ ગયા બાદ જુદા જુદા રાઠોડોએ વિવિધ પ્રકારનાં વિવેચનો કર્યાં. અજીતસિંહે પણ પ્રજાપ્રેમથી છલકાતું એક નાનકડું ભાષણ કર્યું. સર્વ પ્રજાજનોએ મહારાણાનું એ યશસ્વી પ્રેમાળ ભાષણ શાન્તિથી શ્રવણ કીધું.

વીર દુર્ગાદાસની મુખાકૃતિ કોઇ અદ્‌ભુત દૈવીતેજથી પ્રકાશી રહી છે. તેનું સમસ્ત શરીર હજી પણ શોર્યના એ ઐશ્વર્ય પરાક્રમથી દિપી રહ્યું છે. સારા સામ્રાજ્યના એ ધુરંધર અને રાજ્યનિપુણ પાદશાહને આબાદ રીતે

ક્ષાત્ર તેજથી દિંગ કરાવી આજે એણે પોતાની "બીજી પ્રતિજ્ઞા પૂર્ણ કરી." પોતાના બાળયુવરાજને સમસ્ત મારવાડ દેશનું આધિપત્ય આપી આજે તેણે રાજમુગટ બનાવ્યો છે. તેણે પોતાના પ્રાણ સમા જશવંતસિંહની આપેલી પેલી "ભરમ ભરેલી પેટી" સભા સન્મુખ રજુ કરી; અને તેની સર્વ કથા પણ કહી સંભળાવી.

સભાજનો આ નવીન વાત સાંભળી અચંબો પામ્યા; અને વીરદુર્ગાદાસના પરાક્રમને અંતઃકરણના ઉભરા છલકાવી ધન્યવાદ અર્પવા લાગ્યા. અજીતસહે તે પેટીને ખોલવા દુર્ગાદાસનેજ કહ્યુ. પેટી ખોલવામાં આવી.

આશ્ચર્ય ! તેની અંદરથી મહારાણા જશવંતસિંહજીનો રાજમુગટ, મુદ્રિકા, તેમજ રાજયવંશી કેટલોક અમૂલ્ય પોશાક નિકળ્યો. વારે એ પોશાક રાજકુંવરને પહેરાવીને તેને રાજયગાદીએ બેસાડયો. સર્વ સભાગૃહ પ્રચંડ ગર્જનાઓથી ગાજી ઉઠયું.

પોતે બન્ને પ્રતિજ્ઞાપૂર્ણ કરી છે છતાં હજી વીર દુર્ગાદાસને કાંઇક ઉણપ રહી ગઇ જણાય છે. તેણે "અજમેર ઉપર ચઢાઇ કરી તે જીતી લઇ પાદશાહી સત્તાને જડમૂળથી ઉખેડી નાંખવાનો" ઠરાવ સભા સન્મુખ રજુ કર્યો ઠરાવ સર્વાનુમતે પસાર થઈ ગયો, અને જલદી જવાની તૈયારી પણ થવા લાગી.

અહા ! શું કુદરતની કળા ! એક વખત ઘરગામ અને માલમિલ્કત વિનાના ભિખારી જેવા બનેલા એ વીર

દુર્ગાદાસે આજે પોતાનું અચળ શૌર્ય આ યુદ્ધમાં પણ દાખવ્યું. જેના નામથીજ મોગલ દળ કંપવા લાગ્યું હતું, જેના સૈન્યના ભીષ્મ ગર્જનાઓથીજ સમસ્ત પાદશાહી સૈન્ય ધ્રૂજી ઉઠતું હતું; એવા એ વીરની ચઢાઈની વાતથીજ મોગલોનાં હાજા ગગડી ગયાં હતાં બહાદુર વીરે એ યુદ્ધમાં વિજય મેળવ્યો, અને અજમેર પણ સ્વાધિન કર્યું.

મોગલોના અસહ્ય સિતમોથી ત્રાહ્ય ત્રાહ્ય પોકારતી એ મરુભૂમિની પ્રજા આજે ચોમેર આનંદ અનુભવવા લાગી. એક સાચા માતૃભક્ત વીર દુર્ગાદાસની દૈવીશક્તિથી આજે સમસ્ત મારવાડ દેશમાંથી મહાંધ કારોબારનો પ્રલય થયો અને સારો દેશ સ્વતંત્રતાના કલ્લોલથી આનંદ માણવા લાગ્યો.



# પ્રકરણ ૧૮ મું.



## ગુણનો બદલો અવગુણ અને વીરનું વિદાય થવું!



રાજપુતોના ક્ષાત્રતેજથી દિંગ થઈ આખરે પાદશાહે સલાહ કરી. એ સલાહ બાદ સર્વ જગ્યાના સર્વ દુઃખો દૂર થઈ ગયાં. હવે વીર દુર્ગાદાસ અજીતસિંહના રાજ્યની આબાદીની પ્રવૃત્તિમાં પડયો છે. સારા દેશનાં સ્હેજ પણ

અન્યાય ન થાય અને વાઘ બકરી એક ઓવારે પાણી પીએ એવું એક નિષ્ટ રાજ્ય બનાવવા એણે તનતોડ મહેનત કરવા માંડી.

આજે એ રાજ્ય રામરાજ્ય સમ દિપવા લાગ્યું. નથી દેશમાં અધર્મ કે નથી દેશમાં અન્યાય! સર્વ રૈયતને પુત્રસમ ગણી "રાજા એ પ્રજાનો રક્ષણ કર્તા છે." એ સુત્રાનુસાર રાજ્ય ચાલવા લાગ્યું. પ્રજાવત્સલ વીર દુર્ગાદાસ તેમજ અજીતસિંહનાં ગુણગાન સમસ્ત પ્રજાના મુક્ત ગ ઠે ગવાવા લાગ્યાં.

અતૂલ પરિશ્રમથી પોતાના પ્રાણની પણ પરવા ન કરતાં અસહ્ય સિતમો વેઠી જે વીરે સારા દેશમાં સુખ-શાન્તિ અને ઐશ્વર્ય-નિડરતા પ્રાપ્ત કરાવી તે વીરકેશરી દુર્ગાદાસની આજે સારા દેશમાં ચોમેર કીર્તિ પ્રસરી રહી.

સમસ્ત પ્રજા હવે ખુલ્લાં બારણે પોઢવા લાગી. નથી દેશમાં લૂંટારાનો ડર કે નથી મોગલોનો ડર! માતૃભૂમિ મારવાડની આ સ્થિતિ જોઇ વીર દુર્ગાદાસ પણ હવે સુખ શાન્તિથી પોતાના બાકીના દિવસો ગાળવા લાગ્યો.

પરંતુ રે પ્રારબ્ધ! અજીસિંહની મતિ બદલાઇ ગઇ છે! તેને નિશ્ચ બુદ્ધિના કેટલાક માણસોનો સંગ હતો. આ સંગથી તેનામાં પણ નિચ્ચતા પ્રેશઇ. તે ભાન ભૂલ્યો. એના સોબતીઓ એને

ઘણું ઘણું ભંભેરવા લાગ્યા. દેશમાં કાંઇ પણ સારૂં કાર્ય થાય તો સ્વાભાવિક છે કે પ્રજા પ્રથમ અપૂર્વ ત્યાગી વીર દુર્ગાદાસનેજ ધન્યવાદ આપે. એ વખતે અજીતસિંહના સોબતીઓ તેના આગળ દાખલો મુકતા કે "જુઓ, મહારાજા ! અમે તો તમારા ભલાને માટેજ કહીએ છીએ. આ કામ કરતાં તમને કેટલું દુઃખ પડયું છતાં પ્રજાવર્ગ દુર્ગાદાસને ધન્યવાદ આપે છે. કાંઇ પણ કાર્ય તમારે કરવું હોય તો પ્રથમ તમારે દુર્ગાદાસની રજા મેળવવી પડે છે. એટલે આ રાજયનો ખરો રાજા જો ગણીએ તો આજે દુર્ગાદાસજ છે. તમો તો કેવળ નામનાજ!"

આવા આવા દ્રષ્ટાંતો મૂકી અજીતસિંહના કાન તેઓ ભંભેરતા. આ સર્વ છુપી વાત વીર દુર્ગદાસના સાચા સેવક ગંભિર, સોનિંગ તેમજ તેજસિંહ લાવતા.

બબ્બે પ્રતિજ્ઞા પૂર્ણ કહી સારા સામ્રાજ્યવાદનો દાવો કરનાર કપટી રાજાને હરાવી અતુલ પરાક્રમથી વિજયી બનેલો એ વીર આજે અજીતસિંહના ખરાબ સંગની વાત સાંભળી હતાશ થઈ બેઠો છે.

તે વિચારે છે કે "મહારાજાનું મન હવે આપણાથી ઉંચુ થયું છે. જોધપુરથી આપણું અન્નજળ હવે ઉઠયું છે. રાજા ગાદીપતિ થયા પછી પોતાની ઇચ્છાનુસાર સ્વતંત્ર પણે કારોબાર ચલાવવા ચાહે એ વખાણવા લાયક છે, પરંતુ અજીતસિંહ હલકા લોકમાં ઉછરી મોટા થયા છે તેમજ જોધપુરમાં આવીને પણ ઘણો ખરો વખત એવાજ

સોબતીઓના સહુવાસમાં વખત ગાળે છે. સોબત તેવી અસર થાય છે. એટલે ભવિષ્યમાં માંહોમાંહે કુસંપ થવાનો શોચનીય સંભવ રહે છે. મહારાણા જશવંતસિંહના અવસાન પછી એ રાજ્ય કેટલા ભયમાં હતું! અરે! ખાલસા થઈ ગઈ મોગલ સ્વાધિન થયું હતું! તેમજ મોગલોના અસહ્ય દુઃખોમાંથી દૂર કરી સ્વતંત્ર રાજ્ય સ્થાપતાં કેટલા રાજપુતોનો માતૃભૂમિની યજ્ઞવેદીમાં ભોગ આપવો પડયો હતો! અસંખ્ય બલિદાનો આપી સ્વતંત્ર કરીને પણ આજ કેટલાક વર્ષે અતૂલ પરીશ્રમે એ રાજ્ય પાછુ આઝાદ બનાવ્યું તેને મારીજ નજર આગળ નષ્ટ થતું મારાથી કેમ જોવાય!"

અહા! આ વિચારથી વીરની આંખમાંથી ચોધાર અશ્રુ પ્રવાહ વહેવા લાગ્યો. પોતાના મૃત્યુથી નહિ કંપનાર સિંહ આજે આ વિચારથી ધ્રૂસકે ધ્રૂસકે રડવા લાગ્યો!

મહારાજાને ખોટું લાગે છે એટલે હવે આપણે આ રાજ્યમાં રહેવું એ હરામ બરાબર છે. ભલે એ રાજ્યનું ગમે તેમ થાય પરંતુ એ સ્વતંત્રતાભિલાષિ રાજાને સ્વતત્ર રીતે રાજ્ય કરવા દઈ આપણે અત્રેથી વિદાય થવું એજ ઉચિત છે આમ વીરે હવે નક્કી કર્યું.

પરંતુ મહારાજા તો ખરાબ સંગથી તદ્દન છેવટની અણીએ આવ્યો હતો. એક દિવસે તો તેણે પોતાના સોબતીઓની સલાહે ચડી પોતાના જીવનદાતાનો સઘળો ગુણ વીસરી જઇ તેને મારી નંખાવવાનો વિચાર કર્યો.

આજે મરુભૂમિ ચોધાર આંસુએ રોતી જણાઈ છે! સારા દેશનાં પશુપંખીઓનાં ગાનમાં આજે મીઠાશ નથી જણાતી. આજનો દિવસ તદ્દન ભયંકર ભાસવા લાગ્યો.

કારણ? કારણ એજ કે આજે પોતાની માતૃભૂમિનું કરૂણ રૂદન સાંભળી વ્હારે ધાઇ તેને ગુલામીનાં બંધનમાંથી મૂક્ત કરનાર વીરના માથા પર મૃત્યુ ઝઝુમી રહ્યું છે. દરબારમાંથી દુર્ગાદાસ પાછો ઘર તરફ જાય એ વખતે દરવાજા બહાર નિકળતાં તેને મારી નાંખવા ચાર મારાઓ છુપી રીતે બેસાડવામાં આવ્યા છે. એ મારાને બેસાડનાર પણ પેલો ગુણહીણ રાજાજ છે. મારાઓની તલવારમાં ઝાંખાસ માલમ પડે છે. હજારો સૈન્ય દળને ધ્રૂજાવનાર એ વીરને કપટથી પણ મારવા કટીબદ્ધ થએલા એ ચાર ચાંડાળોના હૈયાં ભયથી હાલી ઉઠયાં છે. તેમના હસ્તો કંપે છે.

ગંભિરસિંહે વીર દુર્ગાદાસને આ કપટી અને ક્રૂર મસલતથી વાકેફ કર્યો. વીરનું હૈયું ભરાઇ આવ્યું. તેને નિર્દોષ રાજાને છેવટે પણ ભેટવાનું મન થયું. અહા! કેટલો નિર્મળ પ્રેમ! દરબારનો વખત થતાં તેણે ત્યાં જઈ હવે કાશીમાં ભગવદ્ગીતાના પાઠો કરી પોતાની વૃદ્ધાવસ્થા વ્યતિત કરવાનું રાજાને જણાવ્યું. રાજાએ ઉપલક આડંબરથી દિલગીરી દર્શાવી રજા આપી. બહારના મારાના કૃકૃત્ય બદલ તેને શિક્ષા ન કરતાં વગર

લડાઇએ જીવતા જવા તેણે એક યુક્તિ રચી રાજાને જણાવ્યું:—

"મહારાજા! આ મારવાડના અખૂટ ખજાનાથી આપ તેમજ સર્વ સરદારો અજ્ઞાત છો. આજે હું કુંચી ઘરે વીસરી ગયો છું. માટે તે ખજાનો આપને કાલે સ્વાધિન કરી હું વિદાય લઈશ."

આ યુક્તિથી ફસાઇ રાજાએ ખજાનાના લોભમાં મારાને તે દિવસે નહિ મારવાનું કહેવા એક માણસને છુપી રીતે મોકલ્યો. વીર ચેત્યો! તે છેવટે રાજાને પૂરા પ્રેમથી ભેટી બહાર નીકળ્યો. પોતાની આજ્ઞાનુસાર પાંચસો વીર યોધ્ધાઓ ગઢ-બહાર તૈયારજ હતા. તેની સાથે અશ્વારૂઢ થઈ વીરે અજીત-સિંહને કહેણુ મોકલી કે "આપ મને કમોતે મરાવવા તૈયાર થયા હતા પરંતુ વીર દુર્ગાદાસ તો રણક્ષેત્રમાં પોતાનું શૂરાતન બતલાવી ખડે પગે મરવા તૈયાર છે. માટે બહાર નીકળો!"

આ સંદેશાથી રાજા કંપી ઉઠયો. તેને પોતાના કૂકૃત્યનો પસ્તાવો થવા લાગ્યો પરંતુ એ "રાંડયા પછીનું ડહાપણુ" કામ ના લાગ્યું. વીર તો રાજાને સહીસલામત રાજ્ય કરે એજ જોવા ખુશી હતો. તેણે પોતાની એ માતૃ-ભૂમિને સજળ નયને છેલ્લા પ્રણામ કર્યા.

ગયો! ગયો! એ મારવાડ ભૂમિનો ઉધ્ધારક રાઠોડી-વીર પોતાની માતૃભૂમિને છેવટના પ્રણામ કરી સદાને માટે એ ભૂમિમાંથી વિદાઇ થઈ ગયો!

ધન્ય હો ! ધન્ય હો ! એ ભારતવર્ષના ત્યાગ, બલિદાન અને નિડરતાથી ભરપૂર એ ગરવી ગુજરાતના મારવાડ દેશ ! અને ધન્ય હો ! ધન્ય હો ! એ અપૂર્વ ત્યાગી અને અસાધારણ દૈવી પરાક્રમી **વીર દુર્ગાદાસ !**

હાલ પણ ભારતવર્ષને એવાજ નરરત્નોની જરૂર છે. પ્રભો ! ધર્મ-કર્મથી ભરપૂર એ ભારતભૂમિમાં પુનઃ એવા નરકેશરીઓ પેદા કરો ! અને સારા હિન્દવાસી હિન્દુ-મુસલમાનોને સંપીને ચાલવાની સદ્‌બુદ્ધિ અર્પો ! અસ્તુઃ

## (સમાપ્ત.)

# —અનુક્રમણિકા—

| પ્રકરણ | વિષય | પૃષ્ઠ |
| --- | --- | --- |
| ૧ | કપટીની કપટ જાળ અને ગુલામીની શરૂઆત | ૩ |
| ૨ | ભરમ ભરેલી પેટી અને વીરની વીરતા ! | ૮ |
| ૩ | ભલાની ભલાઇ અને સિંહનું સંતાવું | ૧૩ |
| ૪ | ગુન્હેગારને શિક્ષા અને પ્રતાપીની પ્રતિજ્ઞા ! | ૧૯ |
| ૫ | ભીલોની મદદ અને પહેલી પ્રતિજ્ઞા પૂર્ણ | ૨૩ |
| ૬ | વીરનું વીરત્વ અને આશામાં નિરાશા ! | ૨૬ |
| ૭ | વધતી જતી ગુલામી અને નિર્દોષ બાળાપર કેર ! | ૩૨ |
| ૮ | નીરાશામાં આશા અને પાપીનું મરાવું. | ૩૮ |
| ૯ | છૂટેલા સિંહની શૂરતા અને વિજયસિંહનો છુટકારો. | ૪૨ |
| ૧૦ | વિષયાંધ તેજબા અને વીર દુર્ગાદાસની કસોટી ! | ૪૭ |
| ૧૧ | ગુલામીની પરકાષ્ટા અને અઢાર રાઠોડોના ખુન ! | ૫૨ |
| ૧૨ | તૂટતું જતું ગુલામીનું બંધન અને સિત્તેર હજાર મોગલો શરણે ! | ૫૮ |
| ૧૩ | રાજ્યાભિષેકની ચર્ચા અને વીરની પ્રમાણિકતા ! | ૬૩ |
| ૧૪ | ઠગારાની ઠગવિદ્યા અને મોગલોનું માંહોમાંહે મરાવું | ૬૭ |
| ૧૫ | ક્ષત્રિઓનું ક્ષાત્રતેજ અને શરણાંગતનું રક્ષણ ! | ૭૨ |
| ૧૬ | જેલમંદિરમાં જકડાવું અને પ્રભુત થી પસાર થવું | ૭૮ |
| ૧૭ | મદાંધ કારોબારનો પ્રલય અને બીજી પ્રતિજ્ઞા પૂર્ણ. | ૮૩ |
| ૧૮ | ગુણનો બદલો અવગુણ અને વીરનું વિદાય થવું. | ૮૯ |